પરોપકારાય સતાં વિભૂતય:

ગ્રંથાંક—૩૪.

ન્યાયવિશારદ પાઠકપ્રવર

# શ્રીમાન્ યશોવિજયજી વિરચિત

# ચોવિશી.

(ભાવાર્થ અને વિવેચન સાથે.)

વિવેચક—


મિ. દુર્લભદાસ કાલિદાસ શાહ.

"પાંત્રીશ બોલ વગેરે"ના લેખક-મ્હેસાણા.



પ્રથમાવૃત્તિ. પ્રત ૧૨૫૦.

પ્રકાશક—

શ્રી જૈન શ્રેયસ્કર મંડળ તરફથી

વેણીચંદ સૂરચંદ શાહ, મ્હેસાણા.

રીચીરોડના પુલ ચાંચે આવેલા શ્રીજૈન વિદ્યાવિજય પ્રેસમાં

શા. ચુનીલાલ અમથાભાઇએ છાપી.—અમદાવાદ.

વીર સંવત્ ૨૪૪૩. સને ૧૯૧૭. વિક્રમ સંવત્ ૧૯૭૩.

મૂલ્ય, ૦-૩-૦.

## સૂચના.

પુસ્તકને જેમ તેમ જ્યાં ત્યાં રખડતું મૂકવું નહિ.
અશુદ્ધ હાથે પુસ્તકને અડવું નહિ તેમજ
ઉઘાડે મુખે પુસ્તક વાંચવું નહિ.



## ભાવપૂજાનું માહાત્મ્ય.

यः पुष्पैर्जिनमर्च्चति स्मितसुरस्त्रीलोचनैः सोऽर्च्यते,
यस्तं वन्दत एकशस्त्रिजगता सोऽहर्निशं वंद्यते;
यस्तं स्तौति परत्र वृत्रदमनस्तोमेन स स्तूयते,
यस्तं ध्यायति क्लृप्तकर्म्मनिधनः स ध्यायते योगिभिः ॥ १ ॥

ભાવાર્થ:—જે પુરૂષ પુષ્પોવડે શ્રી વીતરાગ ભગવાનની પૂજા કરે છે તે દેવાંગનાઓના વિકસ્વર થયેલાં નેત્રોવડે પૂજાય છે, જે વીતરાગ ભગવાનને એક વાર પણ વંદન કરે છે તે રાત્રિ દિવસ ત્રણે જગતના જનોવડે વંદાય છે, જે તેમની સ્તુતિ કરે છે તે પરલોકને વિષે ઇંદ્રોના સમૂહ વડે સ્તુતિ કરાય છે અને જે તેમનું ધ્યાન ધરે છે તે કર્યો છે આઠ કર્મનો ક્ષય જેણે એવા ( સિદ્ધ ) થઇને યોગી પુરૂષો વડે ધ્યાન ધરાય છે અર્થાત્ પ્રભુનું ધ્યાન ધરવાથી પ્રભુના જેવા થાય છે. ૧

सिंदूरप्रकरे.





# કિંચિદ્ વક્તવ્ય.

પૂર્વાચાર્યોના રચેલા સંસ્કૃત અને માગધી ગ્રંથોનાં ભાષાંતર અથવા તદ્ અંતર્ગત રહસ્યને જમાનાને અનુસરતી ભાષાશૈલીમાં બહાર પાડવાથી અનેક ભવ્ય જનો તેને લાભ લેતા થાય છે અને તેને પરિણામે તેઓનો અજ્ઞાનાંધકાર દૂર થતાં તેઓ પ્રબુદ્ધ બને છે અને ખરે માર્ગે સહેલાઇથી વળે છે એ સંદેહ વગરની હકીકત છે. આ હકીકતને ધ્યાનમાં રાખી સામાન્ય સ્થિતિવાળા માણસો પણ લાભ લઇ શકે એટલા માટે આવા ઉત્તમ અને ઉપયોગી ન્હાના મ્હોટા ગ્રંથો ઉદાર મહાશયોની આર્થિક સહાયથી છપાવી તેનો વિના મૂલ્યે કે અલ્પ મૂલ્યે ફેલાવો કરવાનું કાર્ય અમે દીર્ઘ કાળ થયા બજાવતા આવ્યા છીએ. એમાં આજે આ પુસ્તકના પ્રકાશનથી વધારો-ઉમેરો થતો જોઈ અમોને બહુ હર્ષ થાય છે.

શ્રી જિનરાજની દ્રવ્યપૂજા કર્યા બાદ તેમની ભાવપૂજા-ગુણગ્રામ કરવા રૂપ કરવાથી તેનું ( પૂજાનું ) અનંતગુણુ ફળ પ્રકટે છે. તે વખતે જે સ્તવનો બોલાય તે તેમાં રહેલા ભાવની સમજણપૂર્વક બોલાય તો તેથી પ્રભુસ્વરૂપમાં લીન-તન્મય થવાય, ચિત્તની પ્રસન્નતા થાય અને અપૂર્વ આનંદ અનુભવાય. આવી

સ્થિતિ ન થાય તો પૂજાનું ખરૂં ફળ મળે નહિ અને તેથી પૂજક જનો સમજણપૂર્વક ઉચ્ચ પ્રતિ–કોટીનાં સ્તવનોવડે પ્રભુભક્તિ કરે અને ઉપર્યુક્ત ખરો લાભ મેળવે એ હેતુને લક્ષ્યમાં રાખી અમે આ વખતે શ્રીમાન્ **યશોવિજયજીકૃત ચોવિશીનું** ભાવાર્થ અને વિવેચનવાળું પુસ્તક બહાર પાડવાનું પસંદ કર્યું છે.

આ પુસ્તકમાં શ્રી જિનેશ્વરોના ગુણગ્રામ સંબંધીજ વિષય છે. એ બાબત વિવેચન કર્ત્તાએ પોતાની પ્રસ્તાવનામાં વિસ્તારથી લખી સારો પ્રકાશ પાડેલો હોવાથી, અત્ર પિષ્ટપેષણ કરવું અમે દુરસ્ત ધાર્યું નથી. પ્રસ્તુત ચોવિશી ઉપર આજ સુધી અન્ય કોઇ તરફથી વિવેચન લખાઇ પ્રસિદ્ધિમાં આવ્યું નથી. આ ખોટ આ વિવેચનની પ્રસિદ્ધિથી કોઇ અંશે પૂરાય અને પ્રભુભક્તિના અભિલાષી જીવોને આ પુસ્તક માર્ગદર્શક તથા સહાયરૂપ થઇ પડે તો વિવેચક અને પ્રકાશકના શ્રમનું સાફલ્ય થયેલું ગણાય એટલું અત્ર જણાવવું જરૂરનું ધાર્યું છે. સ્તવનો મધુર શબ્દવાળાં, ગંભીર અને પ્રિયકર સ્વરથી ગવાતાં હોય અને ભક્તિ, જ્ઞાન તથા વૈરાગ્ય દશાના દીપક હોય તો તેથી સત્વર ઇચ્છિત કાર્યની સિદ્ધિ થાય છે. જેવા તેવા અર્થવાળાં અને જેવા તેવાના બનાવેલાં સ્તવનો ફળ પણ જેવું તેવુંજ પ્રકટાવે એ સહજ સમજી શકાય તેવું છે. આત્મહિતાભિલાષી જનો આ હકીકત ઉપર લક્ષ્ય આપી સ્તવનો બોલતી વખતે ઉચિત વિવેક સાચવશે એમ અત્ર ભળામણ કરવી અસ્થાને નહિ ગણાય.

વિવેચનકારે પોતાના પ્રથમ પ્રયાસ રૂપે **"પાંત્રિશ બોલ વગેરે"** ઉપર સરળ અર્થો લખ્યા હતા, જે બુક જૈનશાળોપ-

ચોગી નિવડતાં તેની ત્રણ આવૃત્તિઓ ટૂંક વખતમાં થયેલી છે અને આ તેમનો બીજો પ્રયાસ છે. તેમણે આ વિવેચન શ્રમ પૂર્વક લખેલુ છે અને તે અન્ય વિદ્વાન્ મહાશયોને બતાવેલુ છે તેથી તે બહુ ઉપયોગી નિવડશે એવો દરેક સંભવ જણાયાથી તેમની અનુમતિ મેળવી અમે તેને અમારી ગ્રંથમાળાના ચોત્રિશમા મણકા તરીકે પ્રસિદ્ધિમાં મૂકીએ છીએ અને અમારા આ મંતવ્યને યોગ્ય ન્યાય આપવા વિદ્વાન બંધુઓને વિનવીએ છીએ.

પ્રાંતે વિવેચક મિ. દુર્લભદાસ કાલિદાસે તદ્દન નિઃસ્વાર્થ વૃત્તિએ વખતનો ભોગ આપી આ વિવેચન લખવા જે પ્રયાસ સેવ્યો છે તેને માટે તેમને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપતાં ઇચ્છીશું કે આવાં અન્ય ઉપયોગી કાર્યો ચાલુ રાખવા તેઓ સદા પ્રયત્ન શીલ રહેશે અને તેનો લાભ જનસમુદાયને આપશે. ઇતિ શમ્

સંવત્ ૧૯૭૩ ની ચૈત્રી
પૂર્ણિમા, શનિવાર. } પ્રકાશક.



## પ્રસ્તાવના.

જગતમાં પ્રાણી માત્ર વડે જે જે કાર્યો થાય છે તે તે કાર્યો માટે, પ્રથમ વિચારનો ઉદ્ભવ, પછી તેનો અન્ય સમક્ષ ઉચ્ચાર અને છેવટે તેનું આચારમાં મૂકાવું એ ક્રમશઃ બનતુંજ આવે છે. આ પુસ્તકમાં જેટલું મારા વડે લખાયું છે તેને ઉક્ત ક્રમ કેવી રીતે લાગુ પડયો ? તે સંબંધી અત્ર કાંઇક જણાવવું તે અપ્રાસંગિક નહિ ગણાય.

શ્રી માંગરોળ જૈન પાઠશાળામાં કેટલીએક સુશીલ બ્હેનોને હું શ્રીમાન્ યશોવિજયજી વિરચિત ચોવિશી માંહેલાં કેટલાંએક સ્તવનો શિખવતો હતો તે વખતે તેઓની, તેના ભાવ-રહસ્ય જાણવા જિજ્ઞાસા થતાં, હું તે યથામતિ સમજાવતો હતો. તે વખતે મને તથા અધ્યેતૃ-ભણનાર વર્ગને કોઇ અકથ્ય આનંદ આવતો હતો. આ ઉપરથી મને વિચાર થયો કે આ ચોવિશી ઉપર ભાવાર્થ અને વિવેચન લખ્યું હોય તો તે તેના અધિકારી તથા ઇચ્છક જનોને બહુ ઉપયોગી થઇ પડે. મારો આ વિચાર મેં શ્રી ભાવનગરનિવાસી મારા સન્માનનીય મુરબ્બી શેઠ કુંવરજી આણંદજીને જણાવ્યો અને તેઓએ મને એ બાબતમાં અનુમોદન આપ્યું.

બાદ સં. ૧૯૭૭ ની સાલમાં આસો વદમાં પંદર દિવસની રજા મેળવી વંથળી મુકામે વિશ્રાંતિ અર્થે જવાનું બન્યું. ત્યાં પોતાની વકતૃત્વ શક્તિથી જૈન કોમમાં પ્રસિદ્ધ વક્તાના ઉપનામથી ઓળખાતા મુનિ શ્રી ચારિત્રવિજયજી ચાતુર્માસિકી સ્થિતિ કરી રહ્યા હતા, તેમની પાસેથી ઉક્ત ચોવિશીના અર્થ ધારી લેવાનું બન્યું.

તે પછી સં. ૧૯૭૧ ના ભાદરવા માસની છેક આખરમાં આ ચોવિશી ઉપર ભાવાર્થ અને વિવેચન લખવાની શરૂઆત થઈ. જે કકડે કકડે લખાતાં સં. ૧૯૮૨ ના શ્રાવણ શુદી પુર્ણિમાને રોજ પૂર્ણતાને પામી. આ અંતર દરમ્યાન મેં શ્રી કુંવરજીભાઇને પત્રદ્વારા કેટલાંએક સ્તવનોના શબ્દોના તથા પદોના ભાવો પૂછ્યા હતા અને તેઓએ લક્ષ્ય આપીને માગેલા દરેક ખુલાસાઓ પૂરા પાડ્યા હતા, એટલે ભાવાર્થ તથા વિવેચન લખતાં મને એઓ તરફથી આટલી સહાય મળી હતી એટલું અત્ર જણાવવું જરૂરનું ધારૂં છું.

જૈન કોમમાં અનેક વિદ્વાન્ મુનિરાજોની રચેલી અનેક ચોવિશીઓ અને વિશીઓ વિદ્યમાન છે પણ તેમાં '**શ્રીમાન્ આનંદઘનજીની રચેલી, શ્રીમાન્ દેવચંદ્રજીની રચેલી** અને **શ્રીમાન્ યશોવિજયજીની રચેલી**' એ ત્રણ ચોવિશીઓ અગ્રપદ ધરાવે છે.

પહેલી ચોવિશીમાં અધ્યાત્મ રસનું એવી સુંદર રીતે પોષણ થયેલું છે કે એ માર્ગમાં જેનો થોડો ઘણો પણ મક્કમ રીતે પ્રવેશ થયો હોય તેનાથી એ સ્વલ્પ પ્રયાસે સમજી શકાય તેવી છે. સમજણપૂર્વક ગાનારને તે વૈરાગ્યરસમાં નિમગ્ન કરી મૂકે છે. આ ચોવિશી ઉપર શ્રી જ્ઞાનસાર નામના મુનિએ સંક્ષેપમાં અર્થ લખ્યા છે અને તે છપાયેલા પણ ઉપલબ્ધ થઇ શકે છે.

બીજી ચોવિશીમાં કર્ત્તાએ દ્રવ્યાનુયોગ બહુ ભર્યો છે અને તે એટલો બધો અટપટો છે કે સહેજે સમજવો મુશ્કેલ પડે છે. આ ચોવિશી ઉપર પણ બાલાવબોધ છપાયેલો મળી શકે છે અને તે કર્ત્તાએ પોતેજ લખ્યો છે.

પ્રસ્તુત ચોવિશી ત્રીજી છે. તેની ભાષા સરળ, સુંદર અને મનમોહક—આકર્ષક છે. તેમાં સ્થળે સ્થળે ભક્તિભાવ ભરવામાં આવ્યો છે અને કેટલેક સ્થળે તો પ્રભુને, બાળક પિતાને આપે તેમ ઓલંભાઓ—ઉપાલંભો આપવામાં આવ્યા છે કે જે સહૃદય વાચકોને ખરેખર આહ્લાદ આપે તેવા છે. આ ચોવિશીનાં સ્તવનો ન્હાનાં હોવાથી ઘણા ભાવિક જનો તેને કંઠાગ્રે કરે છે.

શાસ્ત્રકારોએ દ્રવ્યપૂજાથી ભાવપૂજાનું ફળ અનંતગુણ બતાવ્યું છે તે જેવાં તેવાં ( રસ વગરનાં ) સ્તવનો ન ગાતાં આવાં સુંદર

સ્તવનો, અર્થ સમજીને, મધુર રાગથી, સ્થિર ચિત્તે ભાવપૂર્વક ગાવામાં આવે તોજ મળી શકે છે. આ હકીકત ધ્યાનમાં રાખી સહુ કોઈ ભવ્યાત્માઓએ આવાં સ્તવનોનો જેમ બને તેમ વિશેષ આદર કરવો અને તે સાથે તેમાં રહેલો ઉચ્ચ ભાવ સમજવા ખાસ પ્રયત્ન સેવવો એમ તેઓને સાદર વિનવવામાં આવે છે. સ્તવનોનું રહસ્ય સમજાયું હોય તો ગાતી વખતે તેથી અપૂર્વ ભાવ પ્રકટે એ અનુભવસિદ્ધ છે.

આ ચોવિશીનાં દરેક સ્તવનો ઉપર પ્રથમ ભાવાર્થ લખી પછી તેનું મૂળ સમજી શકાય તેટલા પૂરતું વિવેચન લખવામાં આવ્યું છે. વિવેચન લખતી વખતે મૂળને વળગી રહેવા બનતું લક્ષ્ય આપવામાં આવ્યું છે, છતાં કર્ત્તાના પોતાના આશયને કવચિત્ સ્થળે ન પહોંચી શકાયું હોય અથવા તેથી વેગળું જવાયું હોય તો તે નહિ બનવા યોગ્ય છે એમ હું માની શકતો નથી, અને મારી સમજણ પ્રમાણે દરેક વિવેચનકાર આ હકીકતને કબૂલ રાખતા હશે! ઉપરાંત આવી રીતે વિવેચન લખવાનો મારો આ પ્રથમજ પ્રયાસ છે એટલે તે તદ્દન ભૂલ વગરનું છે એમ હું હિંમતથી કહી શકુંજ નહિ. પાઠક વર્ગને તેથી પ્રાર્થના છે કે મારી આ અસમર્થતાને ક્ષંતવ્ય ગણી મને હિતબુદ્ધિથી એમાં રહેલી સ્ખલના બાબત સૂચવવું. એથી એઓનો હું મારા ઉપર ઉપકાર થયેલો ગણીશ.

વિવેચનની આદ્યમાં દરેક પ્રભુનાં નામોના સામાન્ય અર્થો લખવામાં આવ્યા છે કે જેથી કોઇ પણ પ્રભુના નામનો અર્થ ચોવિશે પ્રભુને લાગુ પડી શકે છે. આવું અર્થજ્ઞાન મળવાથી ગમે તે પ્રભુનું સ્તવન બોલતી વખતે ' આ મૂળનાયક ભગવાન બીજા

છે અને સ્તવન બીજા ભગવાનનું છે' એવી માન્યતા દૂર થઇ જાય છે અને તેમ થવાથી ભાવમાં સ્ખલના-ક્ષતિ પહોંચતી નથી. સામાન્ય અર્થો આ આશયથી દર્શાવવામાં આવ્યા છે તે ઉપયોગી થશે એવી આશા રાખવામાં આવી છે.

દરેક સ્તવનમાં ખાસ કરીને કઈ હકીકત આવેલી છે? તે તેને મથાળે જણાવવામાં આવી છે તે ઉપરથી સમજી શકાય તેમ છે. દરેક સ્તવન જૂદી જૂદી હકીકત દર્શાવે છે. તેમાં પણ ત્રીજું, ચોથું, છઠું, આઠમું, નવમું, અગ્યારમું, બારમું, તેરમું, પંદરમું, સોળમું, અઢારમું, ઓગણીશમું અને વિશમું એ સ્તવનો ખાસ ધ્યાન ખેંચે તેવાં છે, તેથી એનાં ઉપર વિવેચન લખતી વખતે તેમાં રહેલા ભાવ-રહસ્યને જેમ બને તેમ વિશેષ સ્પષ્ટ કરવા લક્ષ્યપૂર્વક શ્રમ લેવામાં આવ્યો છે અને તેમાં પણ તેરમા અને વિશમા સ્તવનો ઉપર કાંઈક વિસ્તારથી વિવેચન લખવામાં આવ્યું છે. આ દરેક સ્તવનોની હકીકત અહીં જણાવવા જતાં પ્રસ્તાવનાનો વિસ્તાર થતો હોવાથી માત્ર ઉપર મુજબ સંક્ષેપમાંજ જણાવીને વાચક વર્ગનું ધ્યાન ખેંચવું દુરસ્ત ધાર્યું છે કે જેથી તેઓ તે તે સ્તવનો તથા તે ઉપરનાં વિવેચનો ખાસ કરીને ધ્યાનપૂર્વક વાંચવા તથા મનન કરવા પ્રેરાય-લલચાય.

કર્ત્તાએ આ ચોવિશી ભાષામાં-શબ્દ રચનામાં બહુ સરળ કરેલી છે પરંતુ તે અર્થમાં ઘણી ગંભીર છે. તેમાં પણ દરેક સ્તવનની પ્રાયઃ એકેક ગાથા તો તેઓએ ઘણા ઊંડા રહસ્યવાળી-અર્થના ચમત્કારવાળી બનાવેલી છે. બુદ્ધિમાનો સ્વ સ્વ ક્ષયોપશમાનુસાર આ ચોવિશીનો અર્થ જેટલા વિસ્તારથી લખવા ધારે

તેટલા વિસ્તારથી લખી શકે તેમ છે. મેં તો મારી બુદ્ધિની મંદતાને લીધે અર્થનું માત્ર દિગ્દર્શન કરાવવા જેટલુંજ કાર્ય કર્યું છે. તેથી પણ જો કોઇને યત્કિંચિત્ પણ ઉપકાર થશે તો મારો પ્રયત્ન સફળતાને પામશે. અત્ર બુદ્ધિમાન્ અને પરોપકાર પરાયણ પુરૂષોને આનો દરેક રીતે વિસ્તાર કરવા બહુ માનપૂર્વક વિનતિ કરૂં છું.

આ પુસ્તક એકંદર રીતે કેટલું ઉપયોગી થયું છે? તે અત્ર જણાવવા કરતાં વાચકવૃંદજ તે આદ્યંત વાંચી વિચારી પછી પોતાનો સ્વતંત્ર-નિષ્પક્ષ અભિપ્રાય આપે તેજ યોગ્ય ગણાય, એમ ધારી તે સંબંધી અહીં કાંઇ પણ લખવું દુરસ્ત ધાર્યું નથી.

આ ચોવિશીના રચયિતા મહા પુરૂષના જીવન ચરિત્ર સંબંધી સંક્ષેપમાં બે બોલ લખવા તે ખાસ જરૂરનું હોવાથી તત્સંબંધી મને મળેલી હકીકતો અત્ર સ્થળે યત્કિંચિત્ આલેખવામાં આવે છે.

## કર્તાનું જીવન ચરિત્ર.

પ્રાચીનકાળમાં આત્મપ્રશંસા ન કરવાના અથવા બીજા કોઇ કારણથી જૈન મુનિઓમાં પોતાનાં જીવનચરિત્રો લખવાની પદ્ધતિ ન્હોતી તેથી તથા તેમના કોઇ શિષ્ય કે અન્ય કોઇ શ્રાવક તરફથી પણ આ ચોવિશીના કર્ત્તાનું જીવનચરિત્ર લખાયેલું મળી શકતું નથી તેથી તેમની જન્મતિથિ, જન્મસ્થળ, માતા પિતાનાં નામ સંસારીપણાનું નામ, દીક્ષાતિથી તથા ઉપાધ્યાય પદગ્રહણતિથિ વગેરે કાંઇજ ઉપલબ્ધ થઇ શકતું નથી. આ બધી હકીકતો વિનાનું ચરિત્ર નિરસપ્રાય: લાગે પણ સાધનોની ઉપલબ્ધિને અભાવે

નિરૂપાયતા છે. મળેલી હકીકતો ઉપરથી અનુમાનો બાંધી ઉપ રોક્ત હકીકતોમાંથી કોઇનો પણ નિર્ણય કરવો એ કામ વિદ્વાન શોધકોનું હોઇ મેં તે પદ્ધતિ અંગીકાર કરી નથી.

શ્રી હીરવિજય સૂરિની ચોથી પેઢીએ શ્રી નયવિજય ગણી થયા. તેમના શિષ્ય ઉપાધ્યાય શ્રી યશોવિજયજી હતા.

શ્રી મહાવીર પ્રભુ પછી શ્રી સુધર્માસ્વામીની એકસઠમી પાટે શ્રી વિજયસિંહ સૂરિ થયા તેમણે સં. ૧૭૦૮ માં સ્વર્ગા રોહણ કર્યું. તેમના શિષ્ય શ્રી સત્યવિજય ગણી હતા અને તેમના સમકાલીન શ્રી ઉપાધ્યાયજી મહારાજ હતા. તેઓ શ્રી વીર સ્વામી પછી મુખ્ય પાટપરંપરામાં થયા નથી, નહિતર પટ્ટાવલી ઉપરથી પણ તેમના સંબંધની કેટલીએક હકીકતો મળી શકત. તેઓ મ્હોટે ભાગે ગુજરાતમાં વિચરેલા છે.

શ્રી સત્યવિજય ગણી ઉપરાંત યોગીરાજ શ્રી આનંદઘનજી તથા ઉપાધ્યાય શ્રી વિનયવિજયજીના પણ તેઓ સમકાલીન હતા. ઉત્તમ પુરૂષોની સમકાલીનતા હોય તો એકત્ર બળથી શાસનોદ્ધારનાં સારાં કાર્યો થઇ શકે છે અને તે ઉપરાંત અન્યો અન્ય જ્ઞાન પ્રાપ્તિના પણ સારા લાભો મેળવી શકાય છે. શ્રી વિનયવિજયજી મહારાજ ઉપાધ્યાયજી મહારાજના કાકા ગુરૂ થતા હતા.

અન્યદર્શનીઓમાં સ્વદર્શનનું સમર્થ રીતે પ્રતિપાદન કરવું હોય અથવા પ્રસંગવશાત્ સ્વદર્શનની ઉન્નતિને અર્થે પરવાદીઓને પરાસ્ત કરવા હોય તો સંસ્કૃત ભાષાના તથા ન્યાયશાસ્ત્રના જ્ઞાનનું બળ ખાસ કરીને હોવું જોઇએ; તેથી સ્વદર્શનનું સારી રીતે જ્ઞાન મેળવ્યા પછી ખાસ સંસ્કૃત ભાષાના અને ન્યાયશાસ્ત્ર-

ના અભ્યાસ અર્થે ઉપાધ્યાયજી અને વિનયવિજયજી મહારાજ કાશી ગયા. ( સંસ્કૃત અને ન્યાયનું જ્ઞાન સ્વદર્શનનું સંગીન જ્ઞાન મેળવવા માટે પણ તેટલુંજ ઉપયોગી છે. ) તે વખતે ત્યાં બ્રાહ્મણોનું ઘણું પરિબળ હતું તેથી તેઓને અજ્ઞાતાવસ્થામાં (જૈન સાધુનો વેશ મૂકી દઇ યશોલાલ અને વિનયલાલ નામો ધારણ કરીને ) બ્રાહ્મણગુરૂ પાસે અભ્યાસ કરવો પડ્યો. તેઓએ પોતાની કુશાગ્રબુદ્ધિના યોગે અને વિનયાદિ ગુણોથી ગુરૂને પ્રસન્ન કરી ઘણું સારૂં જ્ઞાન પ્રાપ્ત કર્યું અને અનેક સભાઓમાં જય મેળવ્યો; તે ઉપરથી ઉપાધ્યાયજી મહારાજને પ્રથમ 'ન્યાયવિશારદ' નું અને પાછળથી ન્યાયના સો ગ્રંથો રચ્યા તે ઉપરથી 'ન્યાયાચાર્ય' નું એમ બે માનભરેલાં પદો ( બિરૂદો અન્ય મતના વિદ્વાનો તરફથી આપવામાં આવ્યાં, એટલુંજ નહિ પણ તેમના ગુરૂએ તો પોતાની પુત્રી પરણાવવાની પણ માગણી કરી હતી. કાશીમાં તેઓ બાર વર્ષ રહ્યા હતા.

કહેવાય છે કે તેઓના વિદ્વાન્ અને ધુરંધર બ્રાહ્મણગુરૂ એક વાર દુર્દશાને પ્રાપ્ત થયા ત્યારે આ બન્ને મહારાજોને શોધતાં શોધતાં તેઓ ખંભાતમાં આવ્યા. બન્ને શિષ્યોને ગુરૂને જોઇ, જેમ સ્વાભાવિક રીતે થવો જોઇએ તેમ અતીવ આનંદ થયો. કુશળ સમાચાર પૂછતાં તેમની દુઃસ્થિતિ જાણી બહુ પ્રશંસા કરવા સાથે શ્રાવકોને સૂચના કરતાં ૩૬૦૦૦) રૂ. જેવી નાદર રકમ ભેટ તરીકે તેમને અપાવી. ગુરૂ પ્રત્યે તેમની કેટલી ભક્તિ હતી ? એ સમજવા માટે આટલી હકીકત પૂરતી છે.

સ્થાનકવાસી મતની ઉત્પત્તિ તેમના વખત અગાઉ થયેલી

હતી. તેઓનું તે વખતે ઘણું પ્રાબલ્ય હતું, પણ ઉપાધ્યાયજી મહારાજે પ્રતિમાશતક ગ્રંથ સટીક બનાવી તેનું સ્વરૂપ સમજાવવા ખાસ પ્રયત્ન સેવ્યો હતો, તેથી ઘણા ભવ્ય જીવો પ્રતિમાની સ્થાપના તથા પૂજા ભક્તિ વગેરેમાં દૃઢ આદરવાળા થયા હતા.

તેમના વખતમાં કેટલાએક સાધુઓ અમુક અંશે પરિગ્રહધારી તથા શિથિલાચારી બની ગયા હતા. તેથી શ્રી વિજયસિંહ સૂરિની આજ્ઞાથી તેઓએ શ્રી સત્યવિજયજી ગણીના સહચારી થઇ શુદ્ધ ક્રિયામાર્ગના સ્વરૂપનું પ્રતિપાદન કરવામાં પ્રબળ પુરૂષાર્થ ફેરવી ક્રિયોદ્ધાર કર્યો હતો. તે વખતથી શ્વેત વસ્ત્રનું પીતવસ્ત્રમાં પરિવર્ત્તન થયું અને શ્વેત વસ્ત્રધારી શિથિલાચારીઓ યતિ કહેવાયા.

તેઓને વ્યાકરણનું અને ન્યાયશાસ્ત્રનું તેમજ માગધી અને ગુજરાતી ભાષાનું ઘણું સારૂં જ્ઞાન હતું, એમ તેમના રચેલા અનેક ગ્રંથો ઉપરથી સહજ સમજી શકાય તેમ છે. ન્યાયાંભોનિધિ શ્રીમદ્ વિજયાનંદસૂરિ ( આત્મારામજી ) મહારાજે તેમને માટે આ પ્રમાણે લખ્યું છે. " મહામહોપાધ્યાય, ષટ્શાસ્ત્રવેત્તા, ન્યાય વિશારદ બિરૂદધારક, મહા વૈયાકરણી, તાર્કિક શિરોમણિ, બુદ્ધિના સમુદ્ર. " તેથી તેમનું પાંડિત્ય તથા સામર્થ્ય જણાવવા માટે આથી વિશેષ લખવાની આવશ્યક્તા રહેતી નથી. હું પામર આથી વિશેષ શું લખી શકું ?

તેઓ સિદ્ધાંતોની અપેક્ષાઓ બહુ સારી રીતે સમજ્યા હતા અને તેથી જ્ઞાન કે ક્રિયામાર્ગ અથવા નિશ્ચય કે વ્યવહાર માર્ગમાંથી કોઇ એકની પુષ્ટિ કરવા જતાં ઇતર માર્ગની ન્યૂનતા, લઘુતા કે અવગણના તેઓનાથી કયારે પણ થઇ નથી. આથી જે.

નામાં તેમનું વચન સપ્રમાણ—ટંકશાળી ગણાય છે અને તે તદ્દન વાસ્તવિક છે.

તેઓએ ૬૧૦ ગ્રંથોની રચના કરી છે તે પૈકી કેટલાએકની યાદી આ નીચે આપેલી છે, કારણ કે બધાનાં નામો પણ મળી શકયાં નથી. મળેલાં નામોવાળા ગ્રંથો પણ બધા લભ્ય નથી. ખંભાતમાં રહી ન્યાયના બે લાખ શ્લોકો લખી અનેક વાદીઓને જીતી જયપતાકા મેળવી એ મહાત્મા ડભોઇ ગામમાં સં. ૧૭૪૫ ના માહ શુદિ પાંચમને રોજ સ્વર્ગવાસી થયા, એટલે તેમને થયાને આજે ૨૨૮ વર્ષો થયેલાં ગણાય. ડભોઇમાં તેમની ચરણ-પાદુકા અદ્યાપિ મોજુદ છે જે ભાગ્યશાળી ભવ્ય સત્વોએ ખાસ દર્શન કરવા યોગ્ય છે. તે સ્થાન અત્યારે પણ પ્રાભાવિક ગણાય છે.

તેમણે રચેલા ગ્રંથો પૈકી લભ્ય, દુર્લભ્ય અને અલભ્ય સંસ્કૃત તથા ગુજરાતી ગ્રંથોની યાદી આ પ્રમાણે છે—૧ અધ્યાત્મમત પરીક્ષા સટીક, ૨ અધ્યાત્મ સાર, ૩ અધ્યાત્મોપનિષદ્, ૪ અધ્યાત્મોપદેશ, ૫ નયપ્રદીપ, ૬ નયોપદેશ ( નયામૃત તરંગિણી ટીકા સહિત ); ૭ નય રહસ્ય, ૮ ન્યાયાલોક, ૯ જૈન તર્ક પરિભાષા, ૧૦ સ્યાદ્‌વાદ રહસ્ય, ૧૧ સિદ્ધાંત તર્ક પરિષ્કાર, ૧૨ ન્યાયખંડ ખાદ્ય ( ખંડ ખાદ્ય વીરસ્તુતિ ), ૧૩ અનેકાંત મત વ્યવસ્થા, ૧૪ માર્ગ પરિશુદ્ધિ, ૧૫ પાતંજલ યોગશાસ્ત્ર ચતુર્થપાદવૃત્તિ, ૧૬ આત્મખ્યાતિ, ૧૭ ઉપદેશ રહસ્ય સટીક, ૧૮ વૈરાગ્ય કલ્પલતા, ૧૯ જ્ઞાનબિંદુ, ૨૦ જ્ઞાનાર્ણવ, ૨૧ જ્ઞાનસાર (અષ્ટક ), ૨૨ વિચારબિંદુ, ૨૩ દેવધર્મ પરીક્ષા, ૨૪ ગુરૂતત્ત્વ નિર્ણય સટીક, ૨૫ યતિ લક્ષણ સમુચ્ચય, ૨૬ શાસ્ત્રવાર્તા સમુચ્ચયની ટીકા, ૨૭ સમાચારી પ્રકરણ, ૨૮ ત્રિસૂત્ર્યાલોકવિધિ, ૨૯ કર્મ-

પ્રકૃતિની ટીકા, ૩૦ સમાધિશતક, ૩૧ સમતાશતક, ૩૨ દ્રવ્યગુણ પર્યાયનો રાસ, ૩૩ શ્રીપાળરાજાના રાસનો પાછલો ભાગ, ૩૪ જંબુસ્વામીનો રાસ, ૩૫ આઠ દૃષ્ટિની સજ્ઝાય, ૩૬ વીરસ્તુતિરૂપ ૧૫૦ ગાથાનું હુંડીનું સ્તવન, ૩૭ સીમંધરસ્વામીની વિનતિરૂપ ૩૫૦ ગાથાનું સ્તવન, ૩૮ સવાસો ગાથાનું સ્તવન, ૩૯ પ્રતિક્રમણ ગર્ભહેતુની સજ્ઝાય, ૪૦ મંગલવાદ, ૪૧ દિક્પટ ચોરાસી બોલ (પદ્ય), ૪૨ સમ્યક્શાસ્ત્ર વિચારસાર (પત્ર), ૪૩ શઠ પ્રકરણ, ૪૪ આધ્યાત્મિક મતખંડન સટીક, ૪૫ બત્રિશ બત્રિશી સટીક, ૪૬ પ્રતિમાશતક સટીક, ૪૭ ભાષારહસ્ય, ૪૮ ષોડશકવૃત્તિ, ૪૯ અષ્ટસહસ્રી વિવરણ, ૫૦ પ્રમાણ રહસ્ય, ૫૧ જ્ઞાનસારનો ટબો, ૫૨ આનંદઘનજીની સ્તુતિરૂપ અષ્ટપદી. ૫૩ સમકિતના સડસઠ બોલની સજ્ઝાય; ઉપરાંત તત્વાર્થનો ટબો, અઢાર પાપસ્થાનકાદિ અનેક ન્હાની મ્હોટી સજ્ઝાયો, જસવિલાસ (પદ ૭૫) આદિ અનેક આધ્યાત્મિક પદો, અને વર્ત્તમાન પ્રભુની ત્રણ ચોવિશીઓ તથા વિરહમાણ પ્રભુની વિશી વગેરે અનેક ન્હાનાં મ્હોટાં સ્તવનો ઇત્યાદિ.

આ ચરિત્ર લખવામાં શ્રી જ્ઞાનસાર (અષ્ટક) ના ભાષાંતરકાર રા. દીપચંદ છગનલાલ બી. એ. એઓએ એ ગ્રંથમાં પ્રસ્તાવના પછી શ્રીમદનું જીવનચરિત્ર લખેલું છે તેનો મુખ્ય આધાર લેવામાં આવ્યો છે, તેથી તેમનો આ સ્થળે આભાર માનું છું.

પ્રાંતે એમના સંબંધની ત્રણ ચાર દંતકથાઓ લખી આ ચરિત્રને પૂર્ણ કરીશ. આ દંતકથાઓ સંભવિત હોય તેની હકીકતો જાણવાથી ઉપાધ્યાયજી મહારાજનો ક્ષયોપશમ કેટલો બધો પ્રબળ હતો? તેનો ખ્યાલ આવી શકે તેમ છે; છતાં તે હકીકતો

સર્વાંશે સત્યજ છે એમ હું કહી શકતો નથી. આ સિવાય બીજી અસંભવિત દંતકથાઓ પણ છે પણ તેને અહીં દાખલ કરવા યોગ્ય ગણી નથી.

૧

બાલ્ય વયમાં, માતા ઉપાશ્રયે પ્રતિક્રમણ કરવા જતાં ત્યારે તેમની સાથે પોતે જતા. એક દિવસ ઉપાશ્રયે કોઇ પ્રતિક્રમણ કરાવનાર નહિ હોય તેથી માતાએ ખેદિત થઇને કહ્યું 'વત્સ! આજે હું પ્રતિક્રમણ કરી શકીશ નહિ! ઉપાશ્રયે કોઈ કરાવનાર નથી!' પુત્રે કહ્યું 'માતા! શા માટે ખેદિત થાઓ છો? ચાલો! હું તમને પ્રતિક્રમણ કરાવું!' પછી માતાના આશ્ચર્ય સાથે તેઓએ તેમને પ્રતિક્રમણ કરાવ્યું. કહેવાની જરૂર નથી કે ઉપાશ્રયે જતાં માત્ર સાંભળવાથીજ એમને પ્રતિક્રમણ મુખપાઠે થઈ ગયું હતું. આ હકીકત જાણવામાં આવતાં ગુરૂએ માતા પાસે તે પુત્રની માગણી કરી જે તેમણે સહર્ષ સ્વીકારી.

૨

કાશીમાં તેમના વિદ્યાગુરૂ એક ગ્રંથ કોઇને શિખવતા ન્હોતા તેથી યશોવિજયજી અને વિનયવિજયજીને પણ એ ગ્રંથ ન શિખવ્યો. એકદા ગુરૂ બારણાં બંધ કરી તે ગ્રંથનું પઠન કરતા હતા તે વખતે બારણાંની બહાર બેસીને તેઓ બન્નેએ તે ગ્રંથ ધારી લીધો અને સ્વસ્થાને જઇ લખી લીધો. કોઇ આ બાબત એમ પણ કહે છે કે એક વખત ગુરૂ બહારગામ ગયા હતા ત્યારે કોઈ યુક્તિથી ગુરૂપત્નિ પાસેથી તે ગ્રંથ તેઓએ એક રાત્રિ માટે મેળવી લીધો અને સ્વસ્થાને જઈ બન્નેએ તે ધારી લીધો; બાદ સ્મરણપરથી લખી લીધો.

૩

કાશીમાં કોઈ વાદી વિવાદ અર્થે આવ્યો. કોઇ તેને જીતી ન શકયું. આ બન્ને મહાનુભાવોએ ગુરૂને કહ્યું કે 'આજ્ઞા હોય તો અમે તેને જીતવા જઇએ, પણ અમે ગમે તે વેશ લઇએ એ બાબત આપે વાંધો ન લેવો !' ગુરૂએ અનુજ્ઞા આપી એટલે તેઓ જૈનમુનિનો વેશ ધારણ કરીને ગયા અને વાદીને પરાસ્ત કર્યો. બાદ ગુરૂ પાસે આવીને કહ્યું કે 'અમે જૈન સાધુઓજ છીએ, હવે અમે અહીં નહિ રહી શકીએ ! તેથી અમને જવાની અનુજ્ઞા આપો અને અમારા લાયક કાંઇ કાર્ય પડે તો અમને જણાવી ઉપકૃત કરશો અગર અમોને મળશો.' ઇત્યાદિ કહી વિદાય થયા. કોઇ એમ કહે છે કે જૈન મુનિનો વેશ લીધા વિના ગયા પણ વાદીને શક ગયો કે જૈનો સિવાય આવું બારીક જ્ઞાન કોઇ ધરાવી શકે નહિ ! અને તેથી ભય લાગવાથી વાદી વિદાય થઇ ગયો અને તેઓ પણ ત્યાંથી નિકળી આવ્યા.

૪

એકદા વિહાર કરતાં ઉપાધ્યાયજી મહારાજ કોઈ ગામમાં આવી ચડ્યા ત્યાં અન્ય સાધુઓ સાથે તેઓ પ્રતિક્રમણ કરતા હતા. સજ્ઝાય કહેવાના અવસરે કોઇ શ્રાવકે ગુરૂને સૂચના કરી કે 'આગંતુક મુનિ કાશીમાં બાર વર્ષ ભણ્યા છે તેથી તેમને ભગવતીસૂત્રની સજ્ઝાય બોલવાનું કહો !' ગુરૂએ સૂચના કરી. ઉપાધ્યાયજીએ કહ્યું કે 'મને તે સજ્ઝાય આવડતી નથી' તે ઉપરથી તે શ્રાવકે ટકોર કરી કે 'ત્યારે શું કાશીમાં બાર વર્ષ રહીને ઘાસ કાપ્યું ?' તે સાંભળી ઉપાધ્યાયજી મૌન રહ્યા પણ બીજેજ દિવસે તેમણે એજ સૂત્ર ઉપર સજ્ઝાય રચી અને પ્રતિ-

ક્રમણ વખતે આદેશ મેળવી કહેવા માંડી. વખત બહુ થવા લાગ્યો તેથી સર્વ અકળાયા અને અકળામણ જાહેર કરી. ઉપાધ્યાયજીએ તો તે કહેવાનું શરૂજ રાખ્યું. અંતે પેલા ટકોર કરનાર શ્રાવકે પણ અકળામણ જાહેર કરી ત્યારે ઉપાધ્યાયજીએ કહ્યું કે 'કાશીમાં બાર વર્ષ રહીને ઘાસ કાપ્યું છે તેના આ પૂળા બંધાય છે!' આથી તે શ્રાવક ઝંખવાણો પડી ગયો અને તેણે ઉપાધ્યાયજી ની ક્ષમા યાચી.

આ પ્રમાણે એમના જીવનને લગતી હકીકતો છે, તે અહીં પૂર્ણ કરવામાં આવે છે.

છેવટે આ ચોવિશીના અર્થ ધરાવવા માટે પ્રસિદ્ધ વક્તા મુનિશ્રી ચારિત્રવિજયજીનો, પ્રથમના તેર સ્તવનોના વિવેચનનો મ્હોટો ભાગ ધૈર્યપૂર્વક સાંભળી તે પ્રત્યે પોતાની પ્રસન્નતા દર્શાવી કેટલીએક સૂચનાઓ કરવા માટે શાંતમૂર્ત્તિ મુનિશ્રી કર્પૂરવિ-જયજીનો અને પછીના અગ્યાર સ્તવનોના વિવેચન લખવામાં કેટલેક સ્થળે ઉપયોગી માર્ગ શૈલી બતાવવા માટે શ્રી મ્હેસાણા પાઠશાળાના એસિ૦ સેક્રેટરી મિ૦ વલ્લભદાસ હાવાભાઇનો શિષ્ટ જનોની પ્રણાલિકાને અનુસરીને અત્ર ઉપકાર માનવામાં આવે છે.

આ પ્રસ્તાવનાનો ઉપસંહાર કરતાં એક ખાસ હકીકત જો હું ન જણાવું તો હું ખરેખર કૃતઘ્નીજ ગણાઉં! એ હકીકત એ છે કે આ ચોવિશી ઉપર લખેલું વિવેચન બહુ શ્રમ વેઠીને ખાસ લક્ષ્ય પૂર્વક સાક્ષર શ્રાદ્ધવર્ય શ્રીયુત્ શેઠ કુંવરજી આણંદજી એ સાદ્યંત તપાસ્યું છે એટલુંજ નહિ પણ તેઓએ સ્થળે સ્થળે

સુધારા તથા વધારા કરી તેને શાભાવ્યું છે. અલંકૃત કર્યું છે. તેમ દરેક સ્તવનોનાં મથાળાં પણ તેમણે બાંધ્યાં છે. એમના તરફથી જો મને ઉપર લખેલી સહાય ન મળી હોત તો આ પુસ્તક પ્રસિદ્ધ કરવા યોગ્ય થઇ શકત કે નહિ? એ શંકાશીલ હતું. તેથી આમાં જે કાંઇ સારૂં જોવામાં આવે તે એમનું છે અને નબળું મારૂં છે એટલી વાત પણમસાથેજ જણાવી દઉં છું. એમનો હું એ બાબત શુદ્ધ અંત:કરણથી ઉપકાર માનું છું પણ તેટલા માત્રથી એમનો બદલો મારાથી વળી શકતો નથી.

આ અર્થ લખવામાં કર્ત્તાના આશયથી કાંઇ પણ વિપરીત લખાયું હોય અથવા બુદ્ધિચાતુર્ય બતાવવા જતાં કાંઈ જિનાજ્ઞા વિરૂદ્ધ લખાયું હોય તો તેને માટે मिच्छामिदुक्कडं આપું છું.

આ પુસ્તક છપાવવામાં મને નીચે જણાવેલા ઉદાર મહાશયો તરફથી નીચે મુજબ સહાય મળી છે જે આ પુસ્તકની પ્રસિદ્ધિમાં ખાસ ઉપયોગી થઈ પડી છે એમ કહ્યા વિના ચાલતું નથી. તેથી તેઓનો પણ હું ખરા અંત:કરણથી ઉપકાર માનું છું

૧૦૦) શ્રી માંગરોળ નિવાસી સદ્ગત શેઠ અમરચંદ કાનજીની વિધવા બાઇ દીવાળી તરફથી, પાકાં પુંઠાની ૩૫૦ નકલો છપાવવા માટે.

૫૦) શ્રી માંગરોળ નિવાસી બ્હેન નંદકોર નથુભાઇએ સંયમ લીધો તેના સ્મરણાર્થે, ૨૫૦ નકલો છપાવવા માટે.

૧૫) શ્રી માંગરોળ નિવાસી ( હાલ કલકત્તા ) શેઠ રામચંદ જેઠાભાઈ તરફથી, ઉત્તેજનાર્થે.

૧૦) શ્રી માંગરોળ નિવાસી સદ્ગત બ્હેન રતન (તે શેઠ ફુલચંદ કચરાની વિધવા ) તરફથી, હા. તેમના સુપુત્ર શેઠ દેવીદાસ તરફથી, ઉત્તેજનાર્થે.

૫ સાધ્વીજી લાભશ્રીજીના ઉપદેશથી શ્રી મ્હેસાણા નિવાસી એક સદ્‌ગૃહસ્થ તરફથી, ઉત્તેજનાર્થે.
૫) સાધ્વીજી ચતુરશ્રીજીના ઉપદેશથી શ્રી મ્હેસાણા નિવાસી બાઈ અમથી તરફથી, ઉત્તેજનાર્થે.

---

૧૮૫

નીચે લખેલા ગૃહસ્થોએ તથા બ્હેને નીચે મુજબ સામટી નકલો ખરીદી મને જે ઉત્તેજન આપ્યું છે તે બાબત તેમનો આભાર માનું છું.

૧૨૫ શેઠ નાગજી મોતીચંદ, મુંબઇ.
૫૦ શેઠ નરોત્તમદાસ હેમચંદ અમરચંદ, મુંબઈ.
૪૦ શેઠ મકનજી કાનજી, માંગરોળ.
૨૫ શેઠ છોટાલાલ અંદરજી, માંગરોળ.
૨૫ શે૰ છોટાલાલ પ્રેમજી, માંગરોળ.
૨૫ શેઠ શવચંદ કચરા, મુંબઈ.
૨૫ બ્હેન વિજયા, જૂનાગઢ.

---

૩૧૫

આથી ઓછી નકલોના પણ કેટલાએક ગ્રાહકો થયેલા છે પણ સ્થળ સંકોચથી તેઓનાં નામો અત્ર આપી શકાયાં નથી.

મ્હેસાણા, કાર્તિકી પૂર્ણિમા.
સં. ૧૯૭૯.

દુર્લભદાસ કાલિદાસ.
વિવેચક.

---

શુદ્ધિઃ—પૃષ્ઠ ૧૦૯ ની ૧૬ મી લીટીમાં 'નિર્મૂળ' છે ત્યાં 'નિર્મળ' વાંચવું.



ન્યાયવિશારદ પાઠકપ્રવર

## શ્રીમાન્ યશોવિજયજી વિરચિત

# ચોવિશી.



પ્રભુની અલૌકિક અંગરચનાનું વર્ણન કરતાં કર્ત્તા
પ્રથમ પ્રભુને સ્તવે છે.—

## ૧ શ્રી ઋષભદેવ સ્વામીનું સ્તવન.

જગજીવન જગવાલહો, મરૂદેવીનો નંદ લાલરે;
મુખ દીઠે સુખ ઉપજે, દરિશન અતિહિ આનંદ લાલરે, જગ.૧

ભાવાર્થઃ—જગતના જીવનરૂપ, જગતને વ્હાલા (એવા શ્રી ઋષભ પ્રભુ ) મરૂદેવી (માતા) ના પુત્ર (છે); (તેમનું) મુખ જોવાથી સુખ ઉપજે છે(અને) દર્શન તો અત્યંત આનંદકારક (છે). ૧

વિવેચનઃ—સામાન્ય કેવળીમાં પ્રધાન તેમને ઋષભ કહીએ કેવળજ્ઞાને કરી સમાન હોવા છતાં તીર્થંકર નામકર્મે કરી વિશેષ એવા પ્રથમ પ્રભુની સ્તવના કરતાં ઉપાધ્યાયજી શ્રીમદ્યશોવિજ-

યજી કહે છે. ભવ્ય જીવો સમક્ષ પ્રભુસ્વરૂપનો પ્રકાશ કરતાં અથવા સ્વયમેવ પ્રભુસ્વરૂપની વિચારણા કરતાં સ્વગત કહે છે. સંસારમાં આધિ ( માનસિક પીડા ), વ્યાધિ ( શારીરિક પીડા ) અને ઉપાધિ ( બીજી અનેક પ્રકારની કુટુંબ આદિ સંબંધી પીડા ) થી સમયે સમયે ભાવમરણ ( આત્મ ગુણ આચ્છાદનરૂપ ) પામતા જીવોને ઉપદેશ દ્વારા સાતા ઉપજાવી એ પીડાઓથી મુક્ત કરી જીવાડનાર-ફરી એવાં મરણો પ્રાપ્ત ન થાય એવી અમર સ્થિતિ પમાડનાર અને તેથીજ જગતના જીવોને પ્રાણથી પણ અધિક પ્રિય એવા શ્રી મરૂદેવી માતાના હર્ષોત્પાદક શ્રી ઋષભપ્રભુ પુત્ર છે. 'લાલ' શબ્દનો અર્થ ગુણે કરી શોભતા એવો થઇ શકે અથવા પદ્યના ગાનની અનુકૂળતા અર્થે પણ એનું યોજન થયેલું ગણી શકાય. એ પ્રભુના મુખ ઉપર શાંતિ-નિર્વિકારતાની પ્રભા એવા રૂપમાં ફેલાયલી છે કે સંસાર તાપથી તપ્ત જનો સ્થિર દૃષ્ટિવડે એ મુખને જોતાં પરમ આહ્લાદને પામે છે અને પોતાની પીડા માત્ર ભૂલી જાય છે અને તેમને આત્મ દર્શન-સમ્યગ્ દર્શન-સમ્યકત્વની પ્રાપ્તિ તો અત્યંત, વાસ્તવિક અને અનંત આનંદજનક થાય છે, કારણ કે એથી પરંપરાએ અલ્પ કાળમાં મોક્ષ પ્રાપ્ત થાય છે અને ત્યાં ખરૂં સુખ પ્રકટે છે. ૧

---

**આંખડી અંબુજ પાંખડી, અષ્ટમી શશી સમ ભાલ લાલરે;**
**વદન તે શારદ ચંદલો, વાણી અતિહિ રસાલ લાલરે,જગ. ૨**

ભાવાર્થઃ—( એ પ્રભુની ) ચક્ષુઓ કમળની પાંખડી સમાન (છે), કપાળ આઠમના ચંદ્રમા જેવું (છે), મુખ શરદ્‌ઋતુના ચંદ્ર જેવું ( છે અને ) વાણી અત્યંત રસિક (છે). ૨

વિવેચનઃ—એ પ્રભુની ચક્ષુઓ કમળના પુષ્પની પાંખડી જેવી વિકસિત-ખીલેલી છે, એમનું કપાળ આઠમના ચંદ્રમા જેવું અર્ધ ગોળ છે, એમનું મુખ આસોમાસની પૂર્ણીમાના પૂર્ણ ચંદ્ર જેવું ગોળાકૃતિવાળું, પ્રકાશિત અને અત્યંત શીતલતા ઉત્પન્ન કરનારૂં છે. જો કે દરમાસે પૂનમની રાત્રિએ ચંદ્ર પૂર્ણજ હોય છે છતાં શરદ્ પૂનમની રાત્રિએ ચંદ્રમા વિશેષ રળીયામણો તથા વિશેષ શીતલતાકારક હોય છે તેથી અત્ર એ ચંદ્રમાની ઉપમા આપી છે. વળી એમની વાણી ઘણીજ રસ ઉપજાવનારી છે. એને સાંભળતાં તૃપ્તિજ થતી નથી-ફરી ફરી એના શ્રવણની ઇચ્છા રહ્યાજ કરે છે. ૨

---

લક્ષણ અંગે વિરાજતાં, અડહિય સહસ ઉદાર લાલરે;
રેખા કરચરણાદિકે, અભ્યંતર નહિ પાર લાલરે, જગ૦ ૩

ભાવાર્થઃ—( એ પ્રભુના ) શરીર ઉપર એક હજારને આઠ મ્હોટાં લક્ષણો શોભે છે, હાથ પગના તળીયાં ઉપર અનેક પ્રકારની શુભ રેખાઓ હોય છે, ( અને શરીરની ) અંદરનાં લક્ષણો તો પારવિનાનાં-અનંતા છે. ૩

વિવેચનઃ—એ પ્રભુના હસ્ત ઉપર તથા પાદ ઉપર છત્ર, ચામર, યવ, પદ્મ, શ્રીવત્સ, સ્વસ્તિક અને ચક્ર આદિ અનેક પ્રકારની રેખાઓ હોય છે. શરીર ઉપર એક હજારને આઠ શ્રેષ્ઠ તથા મનોહર લક્ષણો-ચિન્હો હોય છે કે જે એ પ્રભુની ઉત્તમ પુરૂષતા સૂચવે છે. લોકોત્તર પુરૂષ વિના એવાં બાહ્ય લક્ષણોનો સદ્‌ભાવ હોતોજ નથી. આ તો અંગબાહ્ય લક્ષણોની વાત કરી, બાકી એમનાં અંતર્ગત લક્ષણો-આત્મિક ગુણોનો તો પારજ નથી-તે તો અનંત છે. ૩

---

ઇંદ્ર ચંદ્ર રવિ ગિરિતણા, ગુણ લહી ઘડીયું અંગ લાલરે;
ભાગ્ય ક્રીહાંથકી આવીયું, અચરિજ એહ ઉત્તંગ લાલરે, જ. ૪

ભાવાર્થ:—ઇંદ્ર, ચંદ્ર, સૂર્ય (અને) પર્વતના ગુણો લઇને (એ પ્રભુનું) અંગ ઘડવામાં આવ્યું તે તો બરાબર છે. પરંતુ આવું (ઉત્કૃષ્ટ) ભાગ્ય કયાંથી આવ્યું ? એ મ્હોટું આશ્ચર્ય (છે) કારણકે ઇંદ્ર ચંદ્રાદિકનું ભાગ્ય તેવું હોતું નથી. ૪

વિવેચન:—વિધાતાએ-દેવે ઇંદ્રનો રૂપગુણ લઇ, ચંદ્રનો સૌમ્ય (શીતલતા) ગુણ લઇ, સૂર્યનો પ્રતાપ-ઉગ્રતેજ ગુણ લઇ તથા પર્વતનો ધૈર્ય (અડગ સહનશીલતા) ગુણ લઇ એ પ્રભુના શરીરનું નિર્માણ કર્યું છે. તે તો બરાબર છે, ઉત્કૃષ્ટ પુન્ય યોગે એવી શરીર રચના થઈ છે. કોઈ પણ અન્ય પુરૂષના સંબંધમાં અંગ રચનાની પણ આવી ભવ્ય સ્થિતિ બનતી નથી પરંતુ પ્રભુનું જે અદ્‌ભુત ભાગ્ય છે તે કયાંથી આવ્યું? એ મહદ્ આશ્ચર્ય છે. એમની એ દિવ્યતા-અસામાન્યતા મ્હોટી અજાયબીમાં ગરકાવ કરે છે કે આવું મહાભાગ્ય એ પ્રભુને કયાંથી પ્રાપ્ત થયું ? કેમકે ઇંદ્ર, ચંદ્ર, રવિ કે ગિરિનું ભાગ્ય એમના કરતાં અનંતમે અંશે પણ નથી. પ્રભુમાં, ઇંદ્રાદિવડે પૂજનીયતા, કેવળજ્ઞાન, સર્વ જીવો પોતપોતાની ભાષામાં સમજી શકે એવી વાણીની લબ્ધિ અને પોતાની આસપાસ ૫૦૦ ગાઉમાં રોગનો અભાવ એ વગેરે અતિશય રૂપ જે મહાભાગ્ય છે તે ઇંદ્રાદિમાં નથી એ ભાવ અત્ર સમજવો. ૪

---

ગુણ સઘળા અંગે કર્યા, દૂર કર્યા સવિ દોષ લાલ રે;
વાચક યશવિજયે થુણ્યો, દેજો સુખનો પોષ લાલ રે, જગ. ૫

ભાવાર્થ:—( એ પ્રભુએ ) સર્વ ગુણો સ્વાધીન કર્યા (છે), દોષ માત્ર દૂર કર્યા (છે), વાચક યશોવિજયજીએ (એ પ્રભુને) સ્તવ્યા ( કે હે પ્રભુ ! અમોને ) સુખની પુષ્ટિ કરો ! ૫

વિવેચન:—એ પ્રભુએ આત્માના જ્ઞાન, દર્શન તથા ચારિત્રાદિ અનંત ગુણો ઘાતી અઘાતી સર્વ કર્મોનો નાશ કરી–ખપાવી પ્રકટાવ્યા છે–સ્વાંગે પ્રાપ્ત કર્યા છે. અને મિથ્યાત્વ, અજ્ઞાન, અવિરતિ, કામ, રાગ તથા દ્વેષાદિ અનંત દોષો–અવગુણો સર્વથા ટાળી દીધા છે–તેનો આત્યંતિક વિનાશ કર્યો છે–આત્મામાંથી કાઢી નાંખ્યા છે. એ પ્રભુની ઉપાધ્યાયજી મહારાજે સ્તુતિ–પ્રાર્થના કરીને યાચ્યું–માગ્યું કે હે પ્રભુ ! અમારા પ્રચ્છન્ન રહેલા આત્મગત ગુણોનું આપ પોષણ કરો-અમારા ગુણોનું આચ્છાદન કરીને રહેલાં કર્મોનો આત્યંતિક નાશ કરવા જેટલું સામર્થ્ય–બળ અમારામાં પ્રકટાવો અને એ રીતે અમારા આત્મિક ગુણોની પુષ્ટિ કરો ! અથવા આત્મિક સુખની પુષ્ટિ કરો. ૫



આવી રીતે પ્રભુ સર્વ ગુણ સંપન્ન હોવાથી તેમની સાથે પ્રીતિ કરવાની ઇચ્છા થઇ તેથી તે સંબંધે બીજું સ્તવન કહે છે.—

## ૨ શ્રી અજિતનાથ સ્વામીનું સ્તવન.

અજિત જિણંદ શું પ્રીતડી, મુજ ન ગમે હો બીજાનો સંગ કે;
માલતી ફૂલે મોહિયો, કિમ બેસે હો બાવળતરૂ ભૃંગ કે, અ૦૧

ભાવાર્થ:—(મને) અજિત જિનેંદ્ર સાથેજ પ્રીતિ ( કરવી

ગમે છે ), બીજાની સોબત મને ગમતી નથી, શું માલતીનાં પુષ્પમાં મોહ પામેલો ભ્રમર બાવળના ઝાડપર બેસે ? ન બેસે. ૧

વિવેચનઃ—ઉપસર્ગ પરિસહાદિ વડે નહિ જીતાયેલા એવા શ્રી અજિતનાથ પ્રભુની સ્તુતિ કરતાં ઉપાધ્યાયજી મહારાજ ભવ્યજનો સમક્ષ અથવા સ્વગત કહેછે કે મને સાચી પ્રીતિ–ખરો પ્રેમ શ્રી અજિતનાથ પરમેશ્વર સાથે જાગ્યો છે તેથી એ પ્રભુ વિના અન્ય હરિહરાદિ દેવોની સંગતિ મને ગમતીજ નથી. કારણકે પ્રીતિ ઉત્પન્ન થવાનાં જે નિમિત્ત કારણો શ્રી અજિતનાથ પ્રભુમાં છે તેવાં ઉપરોક્ત અન્ય દેવોમાં નથી. ગુણ હોય ત્યાં સ્વાભાવિક પ્રીતિ થાય છે. ગુણની હીનતા હોય અને દોષો વર્ત્તતા હોય ત્યાં પ્રીતિ કયાંથી થાય ? આ બાબતના સમર્થનમાં અત્ર દૃષ્ટાંતો આપે છે કે–જે ભ્રમર માલતીના પુષ્પની સુગંધથી આકૃષ્ટ થઈ તેમાં લુબ્ધ થયેલો હોય તે બાવળના ઝાડ ઉપર બેસે ? બાવળના ઝાડમાં માલતીના પુષ્પની જેમ ભ્રમરને આકર્ષવા જેવો સુગંધ ગુણજ કયાં છે ? કે જેથી ભ્રમર તેના ઉપર વિશ્રાંતિ લેવા–સ્થિતિ કરવા લલચાય ! ૧

---

ગંગાજળમાં જે રમ્યા, કિમ છીલર હો રતિ પામે મરાળ કે;
સરોવર જળધર જળ વિના, નવિ ચાહે હો જગ ચાતક
બાળકે, અજિત. ૨

ભાવાર્થઃ—શું ગંગાના જળમાં રમેલો રાજહંસ ખાબોચીયાના જળમાં આનંદ પામે ? વળી મેઘના જળ વિના ચાતકનું બાળક સરોવરનું જળ ચાહે ? ન ચાહે. ૨

વિવેચનઃ—બીજું દૃષ્ટાંત કહે છે. ગંગાનદીના વ્હોળા અને

નિર્મળ પાણીમાં વિહરેલો-ક્રીડા કરેલો રાજહંસ ખાબોચીયાના ગંદા અને છીછરા પાણીમાં કયાંથી આનંદ પામે ? વળી બાજ એવું ચાતક પક્ષી પણ વર્ષાદની ધારાના જળવિના સરોવર (પછી ભલેને તે જલપ્રપૂર્ણ હોય ) ના પાણીથી શું તૃપ્તિ પામે ? કયાંથી તૃપ્તિ પામે ? ચાતકના ગળામાં એક છિદ્ર હોય છે તેથી તે ગમે તે જળાશયનું પાણી પીએ તોપણ તે પાણી તે છિદ્રદ્વારા બહાર નીકળી જાય છે-તેના પેટમાં ઉતરતું નથી, તેથી તે બાંચારાને તૃપ્તિ થતીજ નથી-તૃષા સદાને માટે રહે છે. વર્ષાઋતુ વખતે તે અંતરીક્ષમાં એવી રીતે તીર્ચ્છું-આડું શયન કરીને પડી રહેછે કે જળધારા તેના છિદ્રદ્વારા તેના ઉદરમાં પહોંચે છે અને ત્યારેજ તે પૂર્ણ રીતે પોતાની તૃષા છીપાવી શકે છે. સ્થિતિ આમ હોવાથી તેને બીજા જળાશયના જળથી તૃપ્તિ ન થાય એ દેખીતું છે.૨

કોકિલ કલકુજિત કરે, પામી મંજરી હો પંજરી સહકારકે;
ઓછાં તરૂવર નવિ ગમે, ગિરૂઆશું હો હોયે ગુણનો
પ્યાર કે, અજિત. ૩

ભાવાર્થ:—કોયલ મનોહર આંબાનો મોર ખાઇને મધુર શબ્દ કરેછે, તેને ઇતર વૃક્ષો ગમતાંજ નથી, મ્હોટાઓની સાથેજ ગુણાનુરાગ થાય છે. ૩.

વિવેચન:—કોયલ પક્ષી જ્યારે શ્રેષ્ઠતરૂ-આમ્ર વૃક્ષનો મોર ખાય છે ત્યારે તેનો પંચમ સ્વર અતિ સ્વચ્છ રૂપમાં ખીલી નીકળે છે. તે વખતનું તેનું ગાન-નાદ શ્રોતાઓના કાનને બહુ પ્રિય લાગે છે, જે અનુભવસિદ્ધ છે. આવી ગાનને ખીલવનારી સ્થિતિ-સ્વરને પૂર્ણ રીતે સુધારનારૂં સાધન જે વૃક્ષોમાં ન હોય તે વૃક્ષો પછી ભલેને શ્રેષ્ઠ વૃક્ષોની ગણનામાં ગણાતા હોય તોપણ તે કો-

ચલને કશાં કામનાં-ઉપયોગનાં નથી. શું કોયલને તેના ઉપર પ્રીતિ થાય ? નજ થાય ! કેમકે ગુણોવડે જેઓ મ્હોટા હોય તેવાઓની સાથેજ ગુણોની પ્રાપ્તિ અર્થે પ્રીતિ થાય છે. ગુણ વગરના જે હોય તે મ્હોટા ગણાય નહિ અને તેઓની સાથે પ્રેમ પણ થાય નહિ એમ અત્ર કહેવાનો આશય છે. ૩

---

કમલિની દિનકર કર ગ્રહે,
વળી કુમુદિની હો ધરે ચંદશું પ્રીત કે;
ગૌરી ગિરીશ ગિરિધર વિના,
નવિ ચાહે હો કમલા નિજ ચિત્ત કે, અજિત. ૪

ભાવાર્થ:—કમલિની એટલે સૂર્યવિકાસી કમળ સૂર્યનાં કીરણોનેજ ગ્રહણ કરેછે અને કુમુદિની એટલે ચંદ્રવિકાસી કમળ ચંદ્ર સાથેજ પ્રીતિ ધરાવે છે. પાર્વતી શંકર વિના (તથા) લક્ષ્મી વિષ્ણુ વિના પોતાના ચિત્તથી (બીજાને) ચાહતી નથી. ૪

વિવેચન:—ચોથું દૃષ્ટાંત કહેછે.-સૂર્યના ઉદયથી જેની વિકસ્વરતા થાય છે એવી કમલિનીને સૂર્ય વિના બીજું કોણ ખીલવવા સમર્થ છે ? સ્થિતિ એવી હોવાથી તે તેનેજ આદર આપે તો તે તદ્દન બનવા યોગ્ય છે. તેમજ ચંદ્રના ઉદયથી જેની વિકસ્વરતા થાય છે એવી કુમુદિની ચંદ્ર ઉપરજ પ્રેમ ધરાવે છે. અન્યની સામે દૃષ્ટિપાત પણ કરતી નથી, તો તે પણ તેટલુંજ બનવા યોગ્ય છે. વળી પાર્વતી શંકરને અને લક્ષ્મી વિષ્ણુનેજ ચાહે છે તે પણ વાસ્તવિક છે. જેનાં મનોવાંછિત જેનાથી ફળે તે તેનેજ ચાહે, બીજાને નજ ચાહે એમાં નવાઇ નથી. કદાપિ ચાહે એમ ઘડી-

ભર માનીએ તોપણ તેથી તેના ( ચાહનારના ) ઇષ્ટ કાર્યની સિદ્ધિ લેશ પણ થઇ શકતી નથી. તો પછી પ્રીતિનું ફળ શું ? માટે નજ ચાહે તે ખરૂં છે. પ્રીતિ થવામાં અમુક વિશિષ્ટ હેતુ રહેલોજ હોય છે. હેતુ વિના કોઈ તરફ પક્ષપાત થવો સંભવતોજ નથી. આજ પ્રમાણે સીતાના રામચંદ્રજી ઉપરના પ્રેમનું તથા રાજિમતિના નેમિપ્રભુ ઉપરના પ્રેમનું દૃષ્ટાંત પણ અહીં ઘટી શકે તેમ છે. ૪

---

તિમ પ્રભુશું મુજ મન રમ્યું,
બીજાશું હો નવિ આવે દાય કે;
શ્રી નયવિજય વિબુધ તણો,
વાચક યશ હો નિત નિત ગુણ ગાય કે, અજિત. ૫

ભાવાર્થઃ—તે પ્રમાણે મારૂં મન પ્રભુ સાથે મળ્યું છે; (તેને) બીજાની સાથે મેળ આવતોજ નથી.(તેથી) શ્રી **નયવિજય** પંડિતના શિષ્ય વાચક **યશ** નિરંતર(તેજ પ્રભુના) ગુણ ગાય છે. ૫

વિવેચનઃ—કર્તા મહાશયે ચાર ગાથામાં જણાવેલાં સર્વ દૃષ્ટાંતો ગણીએ તો તે આઠ થાય છે, તે આ પ્રમાણેઃ-ભૃંગનું, મરાલનું, ચાતકનું, કોકિલાનું, કમાલનીનું, કુમુદિનીનું, ગૌરીનું અને કમલાનું. એ દૃષ્ટાંતો આપી એઓ એમ જણાવવા માગે છે કે આ આઠે ( વ્યક્તિઓ, પદાર્થો ) નાં પ્રીતિનાં ભાજનો-પાત્રો પણ આઠ છે ( જે ગાથાઓ તપાસતાં સહજ જાણી શકાય તેવાં છે ), તે આઠનેજ પોતપોતાનાં હૃદયમાં તેઓ સ્થાન આપે છે અને એ આઠ વિના અન્ય કોઇની પણ દરકાર કરતા નથી; તેમ મારા મનમંદિરમાં પણ શ્રી અજિતનાથ પ્રભુ વિના અન્ય કોઈને સ્થાન

મળે તેમ છેજ નહિ, એ પ્રભુ વિના અન્ય કોઇ સ્થાને મારૂં મન રીઝ પામતુંજ નથી. હું જ્યારે અને ત્યારે એજ પ્રભુના ગુણગ્રામ કરી મારો અમૂલ્ય સમય સફળપણે વ્યતીત કરૂંછું-લક્ષ મૂલ્યવાળો ક્ષણ સાર્થકતા પૂર્વક નિર્ગમું છું. મારૂં સર્વસ્વ એજ છે અને મારૂં જન્મ સાફલ્ય પણ એથીજ છે. પ્રીતિની આ સ્થિતિ અને એ પ્રસંગના આ ઉદ્‌ગારો, ખાસ ધ્યાન દેવા લાયક તથા સદા સ્મરણમાં રાખવા યોગ્ય-હૃદયમાં કોતરી રાખવા યોગ્ય છે. ખરી પ્રીતિ આવીજ હોઇ શકે-આવીજ હોવી ઘટે, એથી અન્ય પ્રકારની પ્રીતિ એ સ્વાર્થમય પ્રીતિ છે અને તે સંસારવર્ધક હોવાથી ત્યાજ્ય છે. કર્તાએ આ ગાથામાં પ્રાંતે પોતાના ગુરૂનું નામ સૂચવ્યું છે જે સ્પષ્ટ હોઈ સમજવું સુગમ છે. ૫



પ્રભુ સાથે પ્રીતિ તો કરી એટલે હવે તેના ફળરૂપે જે માગણી કરવાની છે તે કરે છે. કેમકે ઉત્તમની પ્રીતિ નિષ્ફળ હોતી નથી.

## ૩ શ્રી સંભવનાથ સ્વામીનું સ્તવન.

**સંભવ જિનવર વિનતિ, અવધારો ગુણજ્ઞાતારે;**
**ખામી નહિ મુજ ખીજમતે, કદીય હોશો ફળ દાતારે, સં. ૧**

ભાવાર્થ:—હે સંભવ જિનેશ્વર ! હે ગુણજ્ઞ પ્રભુ ! (મારી) વિનતિ સ્વીકારો ! મારી સેવા ચાકરીમાં ખામી નથી (તો આપ) હવે ફળના આપનારા ક્યારે થશો ? ૧

વિવેચન:—ચોત્રિશ અતિશયોનો સંભવ (હોવાપણું) જેમને વિષે છે એવા સંભવનાથ પ્રભુની સ્તુતિ કરતાં સ્તુતિકાર કહે

છે. હે સંભવ પ્રભુ ! ભક્તિ કરનાર તરફથી થતી સેવા-ઉપાસના આરાધનાના જાણનારે-સમજનારે તેવા ભક્તજનની કદર કરવી જોઇએ એમ જગતમાં પ્રવૃત્તિ છે તેથી હે ગુણજ્ઞ પ્રભુ ! મુજ સેવકજનની એક નમ્ર ભાવે વિજ્ઞપ્તિ-અરજ છે તે ઉપર લક્ષ્ય આપી-તે ધ્યાન ઉપર લઈ તેની ફળીભૂતતા થાય તેમ કરો ! હું આપની અનન્ય ભાવે, પૂર્ણ શ્રદ્ધાપૂર્વક ભક્તિ કરૂં છું અને આશામાંને આશામાં સમય વ્યતીત કરૂં છું એવી આશાથી કે પ્રભુ આજે પ્રસન્ન થશે-આજે મુજ રંક ઉપર કરૂણા ભરેલો દૃષ્ટિપાત કરશે ! પણ મારી એ આશા હજી ફળીભૂત થઇ નથી તેથી હવે અધૈર્ય થવાથી દીન ભાવથી આપને પૂછવા જેટલી અનુજ્ઞા લઉં છું કે હું આપની ખીજમત ઉઠાવું છું તેનું ફળ આપ ક્યારે આપશો ? મારી ખીજમતમાં કાંઇપણ ખામી છે એમ હું હવે માનતો નથી. પ્રભુ ઉપર પૂર્ણ વિશ્વાસ હોય તોજ આવા પ્રકારની માગણી કરી શકાય છે નહિતર એ પ્રશ્નને અવકાશજ મળતો નથી એટલું અત્ર સમજવા યોગ્ય છે. ૧

---

કરજોડી ઉભો રહું, રાત દિવસ તુમ ધ્યાનોરે;
જો મનમાં આણો નહિ, તો શું કહીએ છાનોરે, સંભવ. ૨

ભાવાર્થ:—દિવસ અને રાત હાથ જોડીને આપના ધ્યાનમાં-આપનું ધ્યાન ધરી ઉભો છું. (તે હકીકત) ધ્યાન ઉપર ન લ્યો ( તો એકાંતમાં ) છાની રીતે શું કહું ?—એવી રીતે કહેવાનું શું ફળ ? ૨

વિવેચન:—વળી હે પ્રભુ ! હું બીજું સર્વ કાર્ય છોડી દઈ જાહેર રીતે માત્ર આપના ધ્યાનમાંજ મારો કાળ નિર્ગમન કરૂં છું.

બીજાં સર્વ કાર્યોની ઉપેક્ષા કરી મારા મુખ્ય કાર્ય રૂપે આપના ધ્યાનનેજ ગણું છું. આપ મારી આ સ્થિતિ પ્રત્યક્ષ જુઓ છો. આમ છતાં પણ મારી આ અરજ આપ મન ઉપર ન લ્યો—એ માટે બેદરકાર થાઓ—એ બાબત કાંઇ વિચારજ ન કરો તો પછી આપનું સ્વરૂપ વિચારી શકવાની પૂર્ણ સ્થિતિએ પહોંચ્યા પછી અને લોકલજ્જા તથા લોકવ્યવહારનો ત્યાગ કર્યા પછી હવે આપને મારી મનોવાંછિતની સિદ્ધિને માટે મારે ખાનગીમાં શું કહેવું ? એ બાબત મને કાંઇ સૂઝતું નથી. કોઈ માણસને કાંઈ અરજ કરવી હોય તો તેને પ્રથમ ખાનગીમાં કહેવાય અને પછીથી લોકોની હાજરી વચ્ચે કહેવાય અને તેમ છતાં અરજનો સ્વીકાર ન થાય તો પછી ફરી ખાનગીમાં કહેવાથી કાંઈજ ફળ નથી, એવી લૌકિક પદ્ધતિ છે અને કર્તાએ પણ એજ પદ્ધતિને અનુસરીને પોતાનું વક્તવ્ય અત્ર જણાવ્યું છે. ૨

---

ખોટ ખજાને કો નહિ, દીજીએ વંછિત દાનોરે;
કરૂણાનજર પ્રભુજી તણી, વાધે સેવકવાનોરે, સંભવ. ૩

ભાવાર્થ—આપના ખજાનામાં ખોટ નથી તો ઇચ્છિત (વસ્તુ) નું દાન આપો ! (જો) પ્રભુની દયા દૃષ્ટિ ( હોય તોજ ) સેવકનો વાન ( આત્મિક રંગ ) વધે. ૩

વિવેચન:—વળી હે કરૂણાનિધિ ! હું જે વસ્તુની માગણી કરૂં છું તેની આપના ભંડારમાં જરાપણ ઓછાશ—ઊણપ—ન્યૂનતા નથી ! તેમ તે આપવાથી ખુટી જવાનો આપને ભય નથી કે આપને એ બાબત વિચાર કરવો પડે ! માટે આ સેવકજન ઉપર કૃપા લાવી તેની જે ઇચ્છા—માગણી આત્મિક ગુણો પ્રકટ કરાવી આ-

પવાની છે તે પૂરી કરો-તેના મનોર્થ પૂરો, આપની કૃપા દૃષ્ટિ-મીઠી નજર વિના એનું કાર્ય સિદ્ધ થવાનું નથી. એવી મહેરબાની હશે તોજ મારી આત્મિક નિર્મળતા થશે અને પશ્ચાત્ ઉત્તરોત્તર-ક્રમે ક્રમે વધશે એમ આ સેવક પોતાના હૃદયમાં બરાબર-નિઃશંકપણે સમજે છે અને તેથીજ આટલી વિનવણી કરે છે તો એ ઉપર આપ જેવા મહાપુરૂષે અવશ્ય ધ્યાન આપવું જોઇએ. ૩

---

કાળલબ્ધિ નહિ મતિ ગણો, ભાવલબ્ધિ તુમ હાથેરે;
લડથડતું પણ ગજ બચું, ગાજે ગયવર સાથેરે, સંભવ. ૪

ભાવાર્થ—'કાળલબ્ધિ' નથી (એમ) તમે ન ગણશો કેમકે આપના હાથમાં ભાવલબ્ધિ છે. લડથડતું એવું પણ હાથીનું બચ્ચું મ્હોટા હાથીની સાથે ગાજે છે. ૪

વિવેચનઃ—હે ભગવન્ ! આપ કદાચ એમ ગણશો કે 'અત્યારે મોક્ષ ગમનને યોગ્ય કાળ નથી' એટલે કાળલબ્ધિ નથી તો હું આપને નમ્રતાથાં જણાવીશ કે આપને કાળલબ્ધિની જરૂર નથી કેમકે આપની પાસે તો ભાવલબ્ધિ છે-મોક્ષ ગમનં યોગ્ય આત્મશક્તિ આપને વ્યક્ત-પ્રકટ થયેલી છે તો એમાંથી જરૂર જેટલી શક્તિ મને આપો ! એથી મારૂં કાર્ય પણ સિદ્ધ થશે ! વળી આપ વિચાર કરીને જુઓ કે જે હાથીના બચ્ચાંમાં ચાલવા જેટલી શક્તિ હોતી નથી-જેની સ્થિતિ ડગુમગુ હોય છે-જેના પગ જમીન ઉપર ટકતા નથી તેજ બચ્ચું જયારે મ્હોટા હાથીની સમીપમાં હોય છે ત્યારે કેવું ગાજે છે? તેના અંગમાં કેટલો ઉત્સાહ તથા તેના પગમાં કેટલું જોર-સામર્થ્ય આવે છે? તેજ મુજબ મારામાં આપ શક્તિ પ્રેરો !-પ્રોત્સાહન મૂકો ! એટલે

હું પણ સ્હેજે ઇષ્ટ સ્થાન પ્રતિગમન કરી ત્યાં પહોંચી શકીશ ! ૪

**દેશો તો તુમહિ ભલું, બીજા તો નવિ જાચું રે;**
**વાચક યશ કહે સાંઇશું, ફળશે એ મુજ સાચું રે, સંભવ. ૫**

ભાવાર્થઃ—(જો) દેશો તો, આપજ ભલું (દેશો), બીજાને હું યાચવાનો નથીજ, વાચક યશ સ્વામીને કહે છે કે મારો એ (નિશ્ચય) ખરેખર ફળશે. ૫

વિવેચનઃ—હે કૃપાનિધાન ! મને એક બાબતની ચોક્કસ ખાત્રી છે કે હું જે માગું છું તે ભલી વસ્તુ જો દેશો તો આપજ દેશો ! આપ વિના અન્ય કોઇ પણ તે આપવા સમર્થ નથી ! આપવિના અન્ય કોઈની પાસે તે વસ્તુજ નથી તો પછી તે આપે ક્યાંથી ? તો પછી તેઓની પાસે તે બાબત યાચના કરવાથી ફળ પણ શું ? મને એવો નિશ્ચય હોવાથી હું બીજા કોઇની પાસે યાચના કરવા જવાનો પણ નથી. આપની સમક્ષજ દૃઢતાથી ઉભો છું. એવા વિશ્વાસથી કે વ્હેલા મોડા પણ આપજ ફળદાયી થશો. વાચક મહારાજા અંતે સાંઇને-પ્રભુને-શાંત યોગીશ્વરને કહે છે કે મારો ઉપર ક્હેલો નિશ્ચય-ઉપર જણાવેલી ટેક-પ્રતિજ્ઞા અંતે-અમે ત્યારે પણ ફળશે ! ફળશે !! ને ફળશેજ !!! એમાં લેશ પણ અસત્ય-ખોટું કે શંકા રાખવા જેવું નથી. ૫



પ્રભુ પાસે પ્રાર્થના તો કરી પરંતુ આ કાળે પ્રભુ તો વિદ્યમાન નથી, તેમની પ્રતિમા છે. તેથી તે પ્રતિમાની-તેના દર્શનની જે પ્રાપ્તિ થઈ તેથી આત્માને કૃતાર્થ માનતા સતા કહે છે.—

# ૪ શ્રી અભિનંદન સ્વામીનું સ્તવન.

દીઠી હો પ્રભુ દીઠી જગગુરૂ તુજ,
મૂરતિ હો પ્રભુ ! મૂરતિ મોહન વેલડીજી;
મીઠી હો પ્રભુ ! મીઠી તાહરી વાણ,
લાગે હો પ્રભુ ! લાગે જેસી સેલડીજી. ૧

ભાવાર્થ:—હે પ્રભુ ! હે જગદ્‌ગુરૂ ! મેં મોહનવેલ સમાન તમારી મૂર્ત્તિ જોઇ, અને હે પ્રભુ ! તમારી વાણી મને શેરડીના રસ જેવી મીઠી લાગી. ૧

વિવેચન:—દેવેંદ્રો વડે જેમનું અભિનંદન–હર્ષથી વધાવી લેવું થાય છે એવા અભિનંદન પ્રભુની સ્તુતિ કરતાં રચયિતા મહાશય કહે છે. હે પ્રભુ ! હે ત્રણ જગતના તારક ! આ પંચમ કાળમાં જિનમૂર્ત્તિને જિનવાણી એ બેનોજ આધાર છે. તે બન્ને વાનાં મેં પ્રાપ્ત કર્યાં. તમારી મોહનવેલ સમાન મનોવાંછિતને આપનારી, મોહક અને આકર્ષક પ્રતિકૃતિ (પ્રતિમા ) મેં જોઇ. તેથી મને ઘણો હર્ષ થયો. ( એક શબ્દના બે વાર ઉચ્ચારણો ભાવની વૃદ્ધિ કરવા અર્થે સમજવાં. ) વળી હે પ્રભુ ! તમારી શાંત રસોત્પાદક, વૈરાગ્યજનક, મોહોચ્છેદક અને સંસારતારક વાણી—વચનામૃત–વાગ્ધારા શેરડીના રસ જેવી મને અતિ મિષ્ટ લાગે છે–ફરી ફરી તેનો આસ્વાદ લેવાનું મને મન થાય છે, અને ફરી ફરી તેનું શ્રવણ કરતાં છતાં તૃપ્તિ થતી નથી. શ્રવણેચ્છા અતૃપ્તજ રહ્યા કરેછે. ૧

---

જાણું હો પ્રભુ ! જાણું જન્મ કયત્થ,
જો હું હો પ્રભુ ! જો હું તુમ સાથે મિલ્યોજી;
સુરમણિ હો પ્રભુ ! સુરમણિ પામ્યો હત્થ,
આંગણે હો પ્રભુ ! આંગણે મુજ સુરતરૂ ફળ્યોજી. ૨

ભાવાર્થઃ—હે પ્રભુ ! હું તમારી સાથે મળી ગયો તેથી હું મારો જન્મ કૃતાર્થ જાણું છું. અને મને હાથમાં ચિંતામણિ રત્ન મળ્યું તથા મારા આંગણામાં કલ્પવૃક્ષ ફળ્યો ( એમ હું સમજું છું ).

વિવેચનઃ—હે દીનનાથ ! તમે મળવાથી હું તમારા સ્વરૂપને પામી ગયો—કોઇ અંશે તન્મય થઇ ગયો, તેથી મારૂં ઉગ્ર ભાગ્ય જાગ્યું એમ હું સમજું છું અને મહા પુન્ય યોગે મનુષ્ય ભવ પ્રાપ્ત કર્યો તેની સાચી સફળતા થઇ એમ માનુ છું. વળી ચિંતામણિ રત્ન ( જે ચિંતિત વસ્તુ પૂરી પાડે છે તે ) વગર પ્રયાસે હાથમાં આવી ચડ્યું એમ માનુંછું અને ઇચ્છાનુસાર ભોગસામગ્રી પૂરી પાડનાર કલ્પવૃક્ષ સ્હેજે મારા ઘરના ફળીયામાં ઉગ્યું એમ હું હર્ષિત મનથી સાચી રીતે માની શકું છું. ૨

જાગ્યા હો પ્રભુ ! જાગ્યા પુન્ય અંકુર,
માગ્યા હો પ્રભુ ! મુહ માગ્યા પાસા ઢળ્યાજી;
વૂઠા હો પ્રભુ ! વૂઠા અમીરસ મેહ,
નાઠા હો પ્રભુ ! નાઠા અશુભ, શુભ દિન વળ્યાજી. ૩

ભાવાર્થઃ—હે પ્રભુ ! મારા પુન્યના અંકુર ફૂટ્યા, મોઢે

માગ્યા પાસા પડ્યા, અમૃત રસના મેઘ વર્ષ્યા, નબળા દિવસ દૂર થયા (અને) સારા દિવસો આવ્યા ( એમ હું માનુંછું ). ૩

વિવેચનઃ—બીજી ગાથા સાથે આ ગાથાનો સંબંધ છે. બીજી ગાથામાં કહ્યા પ્રમાણે કર્તા પ્રભુસ્વરૂપને પ્રાપ્ત થવાથી બીજું શું શું થયેલું માને છે? તે કહે છે. માત્ર સમ્યક્ત્વની પ્રાપ્તિ થતાં જેટલે અંશે પ્રભુના સ્વરૂપની પ્રાપ્તિ થાય તેટલા પૂરતીજ તે સંબંધી હકીકત અહીં જણાવી છે, પૂર્ણરૂપે નહિ. 'પુન્યના અંકુર જાગ્યા' એ કથનથી આ બાબતને પુષ્ટિ મળે છે, એ વિચારવાથી સમજી શકાય તેવું છે. એમ ન હોત તો 'પુન્ય સંપૂર્ણ રીતે જાગ્યું' એમ લખત, 'અંકુરા જાગ્યા' એમ ન લખત. અહીં 'પુન્ય' નો અર્થ માત્ર 'શુભ કર્મ' ન લેવો. શુભકર્મ પુષ્ટ થાય તો તે મુક્તિને અટકાવે છે તેથી અહીં સામાન્ય રીતે તેનો અર્થ 'ભાગ્યોદય' એમ કરવો; ભાગ્યોદયમાં નિર્જરા પણ આવી શકે છે. હે પ્રભુ ! મારા પુન્યના અંકુરા પ્રકટ્યા (અંકુરા પ્રકટે એટલે પછી વ્હેલું કે મોડું ફળ બેસેજ એમ ચોક્કસ વિશ્વાસ રાખી શકાય છે ), મોઢે માગ્યા પાસા પડ્યા ( 'આટલા દાણા પડજો' એમ કહેવાની સાથે તેટલાજ પડે તે ), અમૃત રસના વર્ષાદની વૃષ્ટિ થઇ ( અમૃતરૂપ જળ વરસે તેથી વિપુલ ધાન્યાદિની નિષ્પત્તિ થાય તથા અમૃતના લેશ માત્ર પાનથી અમરતા પ્રાપ્ત થાય એમ અન્ય મતમાં મનાય છે ), નબળા દિવસો—દુઃખના દહાડા પસાર થઈ ગયા—ચાલ્યા ગયા અને સારા—સુખના દિવસો આવ્યા—પ્રાપ્ત થયા એમ હું માનુંછું. અજ્ઞાનાવસ્થા દૂર થઈ અને સ્વરૂપને ઓળખવાની સ્થિતિ પ્રાપ્ત થઈ, એવો અર્થ પણ અત્ર લઇ શકાય છે. ૩

———

ભૂખ્યા હો પ્રભુ ભૂખ્યા મળ્યા ઘૃતપૂર,
તરશ્યા હો પ્રભુ તરશ્યા દિવ્ય ઉદક મિલ્યાંજી;
થાકયા હો પ્રભુ થાકયા મળ્યા સુખપાલ,
ચાહતાં હો પ્રભુ ચાહતાં સજ્જન હેજે હળ્યાજી. ૪

ભાવાર્થ:—હે પ્રભુ ! ભૂખ્યાને ઘેવર મળ્યા, તરશ્યાને અમૃત મળ્યું, થાકેલાને પાલખી મળી અને જે સ્વજનોને મળવાની ઇચ્છા હતી તે સ્વજનો હેતપૂર્વક મળી ગયા (એમ હું માનું છું). ૪

વિવેચન:—આનો સંબંધ પણ બીજી ગાથા સાથે છે. હે પ્રભુ વળી હું એમ માનું છું કે ભૂખ્યા મનુષ્યને ઘેવરનું ભોજન મળ્યું (ભૂખ્યાને સૂકો રોટલો પણ સાકર જેવો લાગે તો ઘેવર જેવી ઉત્તમ ગણાતી ચીજ મળે તો તેથી થતા આનંદની તો વાતજ શી કરવી ! ), તૃષાતુરને દેવતાઇ જળ (અમૃત) મળ્યું ( સામાન્ય પાણી કરતાં અમૃતના પાનથી અતિ–ઘણી તૃપ્તિ થાય એ કહેવાની જરૂર નથી.), થાકેલા માણસને પાલખી મળી (ખાડાખડીયા તથા પથ્થર અને ટેકરાવાળી ભૂમી ઉપર રગશીયું ગાડું મળે તો તે પણ થાકેલા માણસને એક આશીર્વાદ રૂપ થઇ પડે તો પછી પાલખી–સુખાસન મળે તેથી તેને જે વિશ્રાંતિ પ્રાપ્ત થાય તેનું તો વર્ણનજ શું કરવું ! ) અને ઈચ્છા કરવાની સાથેજ સ્વજનો મળી ગયા એટલુંજ નહિ પણ તેઓ ખરા હેતપૂર્વક મળ્યા એમ હું માનું છું. કૃપાળુ અને પરોપકાર કરવાના સ્વભાવવાળા–એ અર્થેજ પોતાનો જગત્‌ને વિષે જન્મ છે એમ માની વર્તનારા સ્વજનો એટલે સંત પુરૂષો નાસીપાસ થઇ ગયેલા–હિંમત હારી બેઠેલા દુ:ખી મનુષ્યો-

ને આશ્વાસન-ધૈર્ય આપી તેની મૂંઝવણ-આપત્તિ માત્ર દૂર કરે છે. એમનો મેળાપ થાય અને એઓ આપણી સાથે હળીમળી જાય તો એમની સોબતથી આપણું ખરેખરૂં કલ્યાણ થાય છે. દરેકે પોતાના હિતાર્થે આવા સંતજનને શોધી કાઢી તેની ત્રિકરણ યોગે ભક્તિ કરવામાં સદા તત્પર રહેવું એ ખાસ જરૂરનું છે. એ પ્રમાણે થાય તો પછી આપણને સંસારમાં ડૂબવાનો ભય બહુ ઓછો રહે છે. ૪

---

દીવો હો પ્રભુ ! દીવો નિશા વન ગેહ,
સાથી હો પ્રભુ ! સાથી થળે જળ નૌ મળીજી;
કલિયુગે હો પ્રભુ ! કલિયુગે દુલ્લહો મુજ,
દરિશન હો પ્રભુ ! દરિશન લહ્યું આશા ફળીજી. ૫

ભાવાર્થ:—હે પ્રભુ ! રાત્રિમાં દીવો મળ્યો, જંગલમાં ઘર મળ્યું, રસ્તે ચાલતાં સથવારો મળ્યો અને જળમાં નૌકા મળી; આ યુગમાં દુર્લભ એવું તમારૂં દર્શન અથવા સમ્યક્ત્વ મળ્યું એટલે મારી સર્વ આશા ફળી ( એમ હું માનું છું ). ૫

વિવેચન:—આનો સંબંધ પણ પૂર્વની પેઠે સમજવો. ઘોર અંધકારમય રાત્રિ સમયે દીપક મળ્યો—ઘન મેઘ ઘટા છવાઇ-વ્યાપી રહી હોય, માર્ગ સૂઝતો ન હોય, ઠોકરો ખવાતી હોય તેવી અંધકારમય રાત્રિના વખતે ઝળહળતો દીપક મળ્યો, નિર્જન વનમાં આસાયેશ-વિશ્રાંતિ લેવા અર્થે ઘર મળ્યું-ભયંકર અટવીને વિષે વર્ષાદ પુષ્કળ પડતો હોય અને પાસે છત્રી ન હોય અથવા સૂર્ય પૂર્ણ તપતો હોય, ભૂમિ રેતાળ હોય અને પગમાં ઉપાનહ ( પાદરક્ષક ) ન હોય તેવી આકુલ વ્યાકુલ સ્થિતિમાં શીતળ

જળ અને સુંદર ફળફૂલવાળા બગીચા સહિત ઘર વિસામો ખાવા મળ્યું, ઝાડીવાળા જંગલમાં ભૂલા પડી ગયેલા પાન્થજન–મુસાફરને માર્ગદર્શક સથવારા રૂપ ભોમીયો મળ્યો અને સમુદ્રના જળમાં પડેલા અને ઉપર તરી આવી બચવા માટે વલખાં મારતા–તરફડીયા ખાતા માણસને વહાણ મળ્યું, એમ હું માનું છું. આ દુષમ પંચમકાળમાં દુષ્પ્રાપ્ય–બહુ મુશ્કેલીથી પ્રાપ્ત થઇ શકે એવું તમારૂં દર્શન હું પામ્યો તેથી મારી દીર્ઘ કાળની સર્વ આશા ફળવતી થઇ એમ હું નિઃશંકપણે માની શકું છું. ૫

---

વાચક હો પ્રભુ ! વાચક યશ તુમ દાસ,
વિનવે હો પ્રભુ ! વિનવે અભિનંદન સુણોજી;
કહી (દી)એ હો પ્રભુ ! કહીએ મ દેશો છેહ,
દેજો હો પ્રભુ ! દેજો સુખ દરિશન તણોજી. ૬

ભાવાર્થ:—હે અભિનંદન પ્રભુ ! તમે સાંભળો ! વાચક યશ તમારો દાસ એ પ્રમાણે વિનવે છે કે હે પ્રભુ ! હવે મને કયારે પણ છેહ ન દેશો અને દરિશનનું સુખ આપજો. ૬

વિવેચનઃ—હે સ્વામી ! તમારો અનન્ય સેવક–જેણે આપ એકનેજ નાથ તરીકે સ્વીકાર્યા છે માટે આપનો ખાસ કૃપાપાત્ર સેવક વાચક યશ ઉપર કહ્યા પ્રમાણે જણાવીને છેવટે વિનતિ કરે છે કે હે પ્રભુ ! તમે એક વાર મને દર્શન આપ્યું છે તો હવે કદી પણ મને છેહ ન દેશો અથવા સમકિતને આવરનારાં કર્મરૂપ આવરણોને દૂર કરીને મહા પ્રયાસે મેં તમારૂં દર્શન એટલે સમકિત મેળવ્યું છે તો તેથી હું કયારે પણ પતિત ન થાઉં–એ દર્શન

ગુમાવી ન બેસું, એટલી કૃપા આપ અવશ્ય કરજો—વારંવાર ભવેભવમાં મને દર્શન આપજો અને તેનીજ સાથે મને ઉચ્ચતમ કોટિનું સમ્યક્ત્વ પ્રાપ્ત કરાવી તેથી પરંપરાએ મળતું જે દર્શનનું ખરૂં સુખ ( મોક્ષ ફળ ) તે મને આપજો ( પ્રાપ્ત થયેલું ક્ષયોપશમ સમ્યક્ત્વ ચાલ્યું ન જતાં તે ક્ષાયિકના રૂપમાં ફેરવાઈ જાય એવી માગણી અત્ર કર્તાએ કરેલી સમજાય છે ). તે સાથે પ્રભુના દર્શનસંબંધી-જિનબિંબના દર્શનસંબંધી સુખ પણ નિરંતરને માટે ઇચ્છયું છે. ૬



ભગવાન્ સાથે મળ્યો એટલે હવે પ્રીતિ વૃદ્ધિ પામવાનું કારણ ઉત્પન્ન થયું તેથી પ્રભુ સાથેની પ્રીતિ કેવી વિસ્તાર પામી ? તે જણાવતા સતા કહે છે.—

# ૫ શ્રી સુમતિનાથ સ્વામીનું સ્તવન.

સુમતિનાથ ગુણશું મિલીજી, વાધે મુજ મન પ્રીતિ;
તેલબિંદુ જેમ વિસ્તરેજી, જળમાંહે ભલી રીતિ,
સોભાગી જિનશુ લાગ્યો અવિહડ રંગ. ૧

ભાવાર્થઃ—સુમતિનાથ પ્રભુના ગુણ સાથે મળીને (એ પ્રભુ ઉપર) મારા મનમાં પ્રીતિ વધે છે, જેમ જળમાં તેલનું ટીપું સારી રીતે વિસ્તારને પામે છે તેમ સૌભાગ્યવાન્ પ્રભુ સાથે મને ( પ્રીતિનો ) ખસી ન શકે તેવો રંગ લાગ્યો છે. ૧

વિવેચનઃ—શોભન ( રૂડી, સારી ) છે મતિ (બુદ્ધિ વિલાસ) જેની એવા સુમતિનાથ પ્રભુની સ્તુતિ–ગુણગ્રામ કરતાં કર્ત્તા મહા પુરૂષ કહેછે–વિચારે છે કે, સુમતિનાથ પ્રભુના સદ્દભૂત ગુણો સંબંધી વિચારણા કરતાં, તેમાંજ તલ્લીન–એકાગ્ર થતાં મારા મનનો આંતરિક રાગ એ પ્રભુ પ્રત્યે પ્રતિસમય વધતોજ જાય છે. આ ગાથામાં તથા અન્ય ગાથાઓમાં આના સમર્થનમાં કવિ દ્દષ્ટાંતો આપે છે. જેમ પાણીમાં તેલનું એક ટીપું પડ્યું હોય તે તત્કાળ તેમાં સર્વત્ર ફેલાઇ જાય તેમ મારા મનમાં પ્રભુ પરની પ્રીતિ પણ વૃદ્ધિને પામે છે. સૌભાગ્ય નામકર્મના ઉદયવાળા અને તેથીજ સર્વજનને ઇષ્ટ એવા પ્રભુની સાથે મને કોઇ પણ પ્રત્યવાય–વિઘ્નથી રોકાઇ ન શકે–દૂર પણ ન થઇ શકે એવો પ્રીતિનો રંગ લાગ્યો છે. એ રંગ ઉતારી નાંખવા કોઈ મારા ઉપર યુક્તિ, પ્રયુક્તિ કે ઇન્દ્રજાળ આદિના પ્રયોગો કરે:તોપણ તે રંગમાં ફેરફાર થઈ શકે તેમ નથી એવો તે સચોટ રંગ છે. ૧

---

સજ્જનશું જે પ્રીતડીજી, છાની તે ન રખાય;
પરિમલ કસ્તૂરીતણોજી, મહીમાંહે મહકાય. સોભાગી૦ ૨

ભાવાર્થઃ—સજ્જન સાથે થયેલી પ્રીતિ છાની રાખી શકાતી નથી (જેમ) કસ્તૂરીનો સુગંધ પૃથ્વી ઉપર મહકે છે-ઢાંકયો રહેતો નથી (તેમ.) ૨

વિવેચનઃ—ઉત્તમ પુરૂષો સાથે થયેલી પ્રીતિ સ્વાભાવિક રીતેજ જાહેરમાં જણાઇ આવે છે–બહાર પડે છે. ગુણોની પ્રાપ્તિને અર્થેજ એ પ્રીતિ થયેલી હોય છે અને ગુણાનુરાગી જનોને એ

અંગે કશોજ ભય કે સંકોચ હોતો નથી. તેવી પ્રીતિને ગુપ્ત રાખવાનું તેમને કશું કારણ–પ્રયોજન પણ હોતું નથી, અત એવ તે પ્રીતિ પોતાના યથા સ્વરૂપમાં સર્વજ્ઞાતજ હોય છે. જેમ કસ્તૂરી ( ઉપલક્ષણથી કેવડા આદિ ) નો સુગંધ સ્વયમેવ પૃથ્વી ઉપર મહકી–બ્હેકી રહેછે–છાનો રહી શકતો નથી તેમ આ પ્રીતિને અંગે પણ સમજવા યોગ્ય છે. તે પણ છાની રહી શકતી નથી. ૨

---

આંગળીએ નવિ મેરૂ ઢંકાએ, છાબડીએ રવિતેજ;
અંજળિમાં જીમ ગંગ ન માએ, મુજ મન તીમ પ્રભુહેજ.
સોભાગી૦ ૩

ભાવાર્થઃ—જેમ આંગળી વડે મેરૂ પર્વત (અને) છાબડી વડે સૂર્યનો પ્રકાશ ઢંકાઇ શકાતો નથી (વળી) જેમ ખોબામાં ગંગાનદી સમાઈ શકતી નથી તેમ મારા મનમાં પણ પ્રભુપ્રત્યેનો સ્નેહ ( સમાઇ શક્તો નથી ). ૩.

વિવેચનઃ—વળી દૃષ્ટાંતો આપે છે. મેરૂ પર્વતની આડી આંગળી રાખવાથી તે કાંઇ ઢંકાઇ જતો નથી અને સૂર્ય સામી ન્હાની ટોપલી ધરી રાખવાથી તેનો પ્રકાશ અવરાઇ જતો નથી, વળી જેમ ગંગા નદીનું જળ બે હસ્તમાં ધારણ કરી શકાતું નથી-સમાઈ શકતું નથી તેમ પ્રભુ ઉપર મને જે પ્રેમ જાગ્યો છે તે મારા હૃદયમાં સમાઇ શક્તો નથી–ઉછળી ઉછળીને બહાર આવે છે. તાત્પર્ય એ છે કે પ્રભુ પ્રત્યે મારા અંતઃકરણમાં જે પ્રેમ પ્રકટ્યો છે તે આટલે દરજ્જે અમાપ–હદ વગરનો–અત્યંત છે. ૩

---

**હુએ છીપે નહિ અધર અરૂણ જીમ, ખાતાં પાન સુરંગ;**
**પીવત ભરભર પ્રભુ ગુણ પ્યાલા, તીમ મુજ પ્રેમ અભંગ.**
**સોભાગી૰ ૪**

ભાવાર્થ:—સુરંગી ( નાગરવેલનું ) પાન ખાતાં જેમ હોઠની રકતતા છાની રહી શકતી નથી ( તેમ મારા પ્રેમની સ્થિતિ છે ), ( મમ હૃદયગત ) પ્રભુગુણ ( રૂપ રસમાંથી ) પ્યાલાઓ ભરી ભરીને પીવામાં આવે તેમ તેમ મારો પ્રેમ અભંગ (ન ખૂટે એવો થાય છે). ૪

વિવેચન:—જેમ કાથો ચૂનો ચોપડેલું નાગરવલ્લિનું પાન ખાતાં માણસના હોઠ લાલ થઈ જાય અને તે કોઇ પણ જોનારની દ્રષ્ટિથી છાના રહી શકતા નથી તેમજ પ્રભુ ઉપરનો પ્રેમ પણ તેના જેવી સ્થિતિવાળો છે–કોઇની જાણ બહાર રહે તેવો નથી. મારી હૃદયગૂહામાં પ્રભુ-ગુણ રૂપ રસ એટલો બધો ભરેલો છે કે તેમાંથી પ્યાલાઓ ભરી ભરીને પીવામાં આવે–તેનો વારંવાર આસ્વાદ લેવામાં આવે તોપણ તે (પ્રેમરસ) કયારે પણ ખૂટતોજ નથી અને આગળ વધીને કહું તો તે તેમ થવાથી ઉલટોમ વધતોજ જાય છે એવો આ અભંગ પ્રેમ છે. ૪

---

**ઢાંકી ઇક્ષુ પરાળશું જી, ન રહે લહી વિસ્તાર;**
**વાચક યશ કહે પ્રભુ તણોજી, તીમ મુજ પ્રેમપ્રકાર. સો૰ ૫**

ભાવાર્થ:—શેરડીને પરાળથી ઢાંકવામાં આવે તોપણ તે વિસ્તૃત થયા વગર રહેતી નથી તેમ વાચક યશ કહેછે કે મારા પ્રભુ ઉપરના પ્રેમનો પ્રકાર છે. ૫

વિવેચનઃ—શેરડી વાવીને ઉપર ઘાસનું પરાળ ઢાંકયું હોય તોપણ તે ઢાંકી રહેતી નથી-તેમાંથી માર્ગ કરીને બહાર નીકળી આવે છે, તેજ પ્રકારે ઉપાધ્યાયજી મહારાજ કહે છે કે પ્રભુ ઉપરનો મારો પ્રેમ પણ કોઈથી રોકયો રોકાય તેવો નથી-અટકાવ્યો અટકે તેમ નથી-કોઇ પણ પ્રકારનો અવરોધ તેના ઉપર પોતાની સત્તા બેસાડી શકે તેમ નથી. આ સ્તવનમાં જૂદાં જૂદાં સમીચીન દૃષ્ટાંતો આપી કર્ત્તા પુરૂષે પોતાનો પ્રભુ ઉપર કેવો અને કેટલો અતુલ પ્રેમ છે ? તે વિસ્તારથી દર્શાવ્યું છે. ભવ્ય જીવોને તે વિચારણીય અને મનનીય છે અને પ્રભુ ઉપર પ્રેમ રાખવો તો આવો જ રાખવો જોઇએ તેનું એ સૂચક છે. સ્તવનનો ભાવ બહુ સરળ અને આહ્લાદજનક છે. ૫



પ્રભુ સાથે એવો અભંગ પ્રેમ થયો છતાં પ્રભુ તો દૂર રહ્યા-સિદ્ધસ્થાને જઇને બેઠા તેથી આ પ્રેમના નિર્વાહમાં કેટલી મુશ્કેલી છે? તે કર્ત્તા આ સ્તવનથી જણાવે છે.-

## ૬ શ્રી પદ્મપ્રભ સ્વામીનું સ્તવન.

પદ્મપ્રભ જિન જઈ અળગા રહ્યા, જીહાંથી નાવે લેખોજી;<br>
કાગળ ને મસી તીહાં નવિ સંપજે, ન ચલે વાટ વિશેષોજી,<br>
સુગુણ સનેહારે કદીય ન વિસરે. ૧

ભાવાર્થઃ—પદ્મપ્રભ પ્રભુ ( અહીંથી ) દૂર જઇને રહ્યા છે,

ત્યાંથી પત્ર આવતો નથી, કાગળ અને શાહી ત્યાં મળતી નથી (તેમ કોઇ) માર્ગ વિશેષ ચાલતો નથી (તોપણ) સુગુણી (અને) સ્નેહી (પ્રભુ) કયારે પણ ભૂલાય તેમ નથી. ૧

વિવેચન:—પદ્મના સમૂહ સરખી છે રક્ત શરીરની કાંતિ જેમની એવા પદ્મપ્રભ પ્રભુની સ્થિતિ તથા સ્વરૂપ કર્ત્તા સ્વગત વિચારે છે. આ છઠ્ઠા પ્રભુ, કર્મસમૂહથી મુક્ત થઇ–કર્મનો આત્યંતિક વિનાશ કરી, કર્મભારથી તદ્દન હલકા થઇ, સંસાર તથા દેહ છોડી, સાંસારિક જનોથી જૂદા પડી, મોક્ષપુરીમાં જઇને વિરાજ્યા છે. તે સ્થળથી તેઓની સ્થિતિ જાણી શકવાના સાધનરૂપ પત્ર આવતો નથી, તેમ પત્ર લખવાનાં સાધનો કાગળ અને શાહી ત્યાં મળતાં નથી. વળી ત્યાં પહોંચવા માટે રસ્તો પણ બહુ વહેતો નથી. કોઇ ભાગ્યવાન્ મનુષ્યજ ત્યાં જઈ શકે છે ( આ વ્યાવહારિક વચન છે નહિતર મોક્ષે જવાનો માર્ગ તો સદાને માટે વહેતો છે ), છતાં સમસ્ત ગુણના નિધિ અને એમના સ્વરૂપનું ધ્યાન કરનારા યોગીજનો ઉપર સ્નેહ રાખનારા એ પ્રભુ મારા હૃદયમાંથી કયારે પણ વિસ્મૃત થતા નથી. એમના ગુણની છાપ મારા હૃદયમાં એવી સચોટ પડેલી છે કે ભવસાગરથી તરવા માટે એ પ્રભુ વિના જગતમાં અન્ય પુષ્ટ આલંબન રૂપ કોઇ પણ નથી એવો મને દૃઢ નિશ્ચય થયેલો છે. ૧

---

ઇહાંથી તીહાં જઇ કોઇ આવે નહિ, જેહ કહે સંદેશાજી;
જેહનું મિલવું દોહીલું તેહશું, નેહ તે આપ કિલેશાજી,સુ.૨

ભાવાર્થ:—અહીંથી ત્યાં જઇ કોઇ આવતું નથી કે જે સં-

દેશો કહે. (એ રીતે) જેમનો મેળાપ થવો દોહીલો હોય તેમની સાથે સ્નેહ (રાખવો) તે પોતાને દુઃખરૂપ છે. ૩

વિવેચનઃ—કદાચ મારી એવી ઇચ્છા થાય કે ત્યાં કોઇ માણસ મોકલી સંદેશો કહેવરાવી એમના સમાચાર મંગાવુ! પણ વસ્તુ સ્થિતિ એવી છે કે અહીંથી ઘણા મનુષ્યો ત્યાં જાય છે ખરા પણ ત્યાંથી પાછો સંદેશો આપવા કોઈ આવતું નથી (ત્યાં જનારને પુનરાવર્તનજ નથી ), એ મ્હોટી મૂંઝવણ છે. આ પ્રમાણે જેમનો મેળાપ થવો અતિ દુર્લભ હોય તેમની સાથે સ્નેહ શું રાખવો ? રાખવાથી ફળ પણ શું ? હું એમના તરફથી એમની સ્થિતિના સમાચાર મેળવવા ઇચ્છું-તેમને મળવા ઇચ્છું, પણ એ ઇચ્છા કોઇ રીતે ફળીભૂત તો થાય નહિ એટલે પરિણામે મને પોતાનેજ દુઃખ થાય, એજ એમના ઉપર સ્નેહ રાખવાનું ફળ મને તો મળે છે, બીજું ફળ મને તો કાંઇ સૂઝતું નથી, છતાં હું એમને ભૂલી તો શકતો નથી. ( આ અને આ પછીની બે ગાથાઓના વિચારો કર્તા એ વ્યાવહારિક દૃષ્ટિએ દર્શાવ્યા છે, એ વિચારતાં સમજી શકાય તેવું છે. ) ૨

---

વીતરાગશું રે રાગ તે એક પખો, કીજે કવણ પ્રકારોજી;
ઘોડો દોડેરે સાહેબ વાજમાં, મન નાણે અસવારોજી. સુ૦ ૩

ભાવાર્થઃ—વીતરાગ પ્રભુથી એક પક્ષી રાગ કેવી રીતે કરવો ? માલીકની લગામ અનુસાર ઘોડો વેગમાં દોડયા કરે (પણ) તેના ઉપર સ્વારી કરનાર તે વાત મનમાંએ ન લાવે ! ૩

વિવેચનઃ—રાગ રહિત પ્રભુ સાથે એક તરફી રાગ (સ્નેહ)

કેવી રીતે કરવો ? શામાટે કરવો ? તેથી લાભ શું ? હું એમને માટે બહુ તલસું ! કાગળ લખી સમાચાર મંગાવું ! કે માણસ મોકલી સંદેશો પહોંચાડી એ દ્વારા એમનાં સુખ દુઃખની સ્થિતિ જાણું ! કે શું કરૂં ! આ અને એવા બીજા અનેક વિચારો–ફિકર–ચિંતા કરૂં ! અને એમના ધ્યાનમાં એ હુકીકત આવેજ નહિ ! એમને એ બાબતની દરકારજ નહિ ! તો હવે એમની સાથે સ્નેહ કરવાની બીજી કઇ રીતિ છે? બીજો કયો ઉપાય છે? એ મને દેખાતો–જણાતો નથી. આ તો એવું થાય છે કે સ્વાર ઘોડાને મંદ રીતે કે ત્વરિત રીતે ચલાવવા લગામ દ્વારા જે રીતે સૂચવે તે રીતે ઘોડો બીચારો પોતાને માટે કાંઈ પણ વિચાર કર્યા વિના, માત્ર માલીકની ઈચ્છાનેજ અમલમાં મૂકી ચાલે, દોડે અને માલીકને તેની કાંઇ કદરજ નહિ ! તે બાબત કાંઇ ગણતરીમાં–લેખામાં કે હિસાબમાંજ ન આવે ! પ્રભુ અને મારી વચ્ચે આવીજ સ્થિતિ વર્તે છે–આવા પ્રકારનોજ સંબંધ ચાલુ રહેછે અને તેથી અધૈર્ય થવાથી કોઈ વખત મને એવા એકપક્ષી સ્નેહથી કંટાળો પણ આવી જાય છે પણ કોણ જાણે શું છે ? કયું એવું વિશિષ્ટ કારણ છે ? કે હું એમને સ્વપ્ને પણ ભૂલી શકતો નથી. ૩

---

**સાચી ભક્તિરે ભાવન રસ કહ્યો, રસ હોય તીહાં દોય રીઝેજી;**
**હોડા હોડેરે બીહું રસ રીઝથી, મનના મનોરથ સીઝેજી. સુ.૪**

ભાવાર્થઃ—( પ્રભુ સ્વરૂપની વિચારણા રૂપ ) ભાવના રસને જ સાચી ભક્તિ કહેલી છે (પણ) જ્યાં રસ હોય ત્યાં બન્ને રીઝે છે (અને) એવી સ્પર્દ્ધાથી–અન્યોઅન્ય રસની રીઝથીજ મનના મનોરથ સિદ્ધ થાય છે. ૪

વિવેચનઃ—હું પ્રથમ વિચારો કરી ગયો એ જાણી કોઇ મને ઉપાલંભ આપે કે "તારે તો પ્રભુ ઉપર દૃઢ શ્રદ્ધા પૂર્વક સાચી ભક્તિ રાખી એમના સ્વરૂપનાં વિચારણામાંજ તત્પર રહેવું! (બીજા ત્રીજા વિચારજ ન કરવા!) અને એમની ભાવના ભાવવી! એમના ગુણગ્રામ કરવા! એથીજ તને ખરો રસ (આનંદ) ઉત્પન્ન થશે! એજ ખરો રસ છે!" તો તે મારે કબૂલ છે! મારે એ બાબત કાંઇજ વાંધો નથી! પ્રભુ મારી સાથે ગમે તેમ વર્ત્તે છે! છતાં મેં એમનું આજ પર્યંત વિસ્મરણ કર્યુંજ નથી! પણ હું હજી એક બાબત સમજી શકતો નથી, તે સમજાવો! તે એ છે કે જ્યાં એવો પ્રેમરસ વર્ત્તતો હોય ત્યાં બન્ને વ્યક્તિઓ રીઝે એમ હોવુંજ જોઇએ! હું રીઝું અને પ્રભુ ન રીઝે! ઉત્તર ન આપે! સામું પણ ન જૂએ! એમ ન જ હોવું ઘટે! બન્નેએ રીઝવું જ જોઇએ! પછી બન્ને વચ્ચે આનંદિત થવામાં હરીફાઇ થાય! એક ચાહે તેથી અન્ય અધિક ચાહવાનું કરે, તે ઉપરથી પ્રથમ વ્યક્તિ વળી ચાહનામાં આગળ વધે, એમ ઉત્તરોત્તર રાગ વધતો જાય અને ત્યારેજ મનના મનોરથ ઇચ્છા પ્રમાણે ફળીભૂત થાય-પૂર્ણ રીતે સિદ્ધ થાય! બાકી એકતરફી રાગથી તો કાંઇજ ન વળે! તેમ છતાં પણ એ ઉપકારી પ્રભુ મને કયારે પણ વિસ્મરતાઃતો નથીજ! એ કોઇ એમનો અપૂર્વ પ્રભાવજ હશે! એમ હું માનું છું.૪

---

પણ ગુણવંતારે ગોઠે ગાજીએ, મ્હોટા તે વિશ્રામજી,
વાચક યશ કહે એહજ આશરે, સુખ લહું ઠામોઠામજી.સુ૦૫

ભાવાર્થઃ—પણ ગુણવાનની સોબતથી હું ગાજું છું (કારણ

કે) મહાપુરૂષો વિશ્રાંતિના સ્થાનરૂપ હોય છે. વાચક યશ કહે છે કે એજ આશ્રયથી હું સ્થળે સ્થળે સુખ લઉં છું. ૫

વિવેચન:—ઉપર કહ્યા પ્રમાણે મેં જે વિચારો કર્યા તેને પરિણામે મને હવે જણાય છે કે ગુણવાન્ પુરૂષની સોબત હોય તો તેથી નિર્ભયતા પૂર્વક ઉત્સાહ સાથે જગત્માં વિહરવાનું બને છે, કોઇ આપણને છેડી શકતું નથી, છેડવા આવનાર આપણી, ગુણવાન્ શિરછત્ર નીચેની સ્થિતિ-તેમની સંગતિ વિચારી ડરે છે, દૂર ખસી જાય છે, નામ લેવાની પણ હિંમત ધરતો નથી, વાળ વાંકો કરવા સમર્થ થતો નથી. એમના પ્રભાવથી-એમની ગોષ્ઠિથીજ જગત્માં ગાજી શકાય છે. એ સર્વ પ્રભાવ-માહાત્મ્ય એવા અપૂર્વ ગુણવાન્નોજ છે; એવા મહાપુરૂષ તો આપણને વિસામારૂપ છે. જેમનું ચિત્ત પ્રભુભક્તિમાં લાગેલું છે, પ્રભુના ધ્યાનમાં ચોંટેલું છે તેમને કર્મરાજા કાંઈજ કરી શકતો નથી-કર્મરાજાનું તેના ઉપર કાંઈજ જોર ચાલતું નથી એ ભાવ અત્ર સમજવા યોગ્ય છે. કર્ત્તાને એ હકીકત ધ્યાનમાં હોવાથી કહે છે કે એ પ્રભુનાજ આધારથી-અવલંબનથી હું આ ભવમાં સ્થળે સ્થળે સુખ પામું છું, એમના સ્વરૂપની વિચારણાથી આનંદમગ્ન થાઉં છું અને નવા નવા આત્મિક ગુણો પ્રાપ્ત થતાં-પ્રકટ થતાં તેથી ઉદ્ભવતા આનંદનો ભોક્તા થાઉં છું, પરભવમાં પણ એથીજ, ઉચ્ચતર સુખવાળી સ્થિતિ પ્રાપ્ત કરીશ અને પરંપરાએ એથીજ ઇષ્ટ ફળ મેળવીશ એમ મને ચોક્કસ ખાત્રી-સંપૂર્ણ વિશ્વાસ છે, માટેજ હું પ્રથમથી કહેતો આવ્યો છું કે ગમે તે કારણ હોય પણ એ પ્રભુનું મને ક્યારે પણ વિસ્મરણ થતુંજ નથી. જો કે પ્રથમ આનું કારણ મને સમજાયું નહોતું પણ અનેક વિકલ્પોને પરિણામે ખરૂં કારણ હવે સમજાયું, તેથી મારી મૂંઝવણ દૂર થઇ અને પ્રભુનું વિસ્મરણ ન

થાય એવી મારી આંતરિક સ્થિતિને ટેકો મળવાથી મને હવે પારાવાર-અનવધિ આનંદોલ્લાસ-હર્ષોત્કર્ષ થાય છે. ૬



જેમના આશ્રયથી હું સર્વત્ર સુખ પામું છું તે પ્રભુ કેવા છે? તેમની કેવળી અવસ્થાની ઋદ્ધિ કેવી અપૂર્વ છે? તે જણાવવાને મન લલચાવાથી તે સંબંધે હવે પછીનું સ્તવન કર્ત્તા કહે છે.

## ૭ શ્રી સુપાર્શ્વનાથ સ્વામીનું સ્તવન.

**શ્રી સુપાસ જિનરાજ, તું ત્રિભુવન શિરતાજ;**
**આજ હો છાજેરે ઠકુરાઇ, પ્રભુ તુજ પદતણીજી. ૧**

ભાવાર્થ:—હે શ્રી સુપાર્શ્વ જિનરાજ! તું ત્રણ ભુવનના મસ્તકના મુકુટ રૂપ છો, હે પ્રભુ! તારા ( તીર્થંકર ) પદનું ઐશ્વર્ય શોભી રહ્યું છે. ૧

વિવેચન:—રૂડાં છે બે બાજુનાં પડખાં જેનાં એવા સુપાર્શ્વ પ્રભુની સ્તુતિ કરતાં પ્રભુને ઉદ્દેશીને-સંબોધીને કર્ત્તા કહે છે. હે શરણાગતવત્સલ શ્રી સુપાર્શ્વ પ્રભુ! તું ત્રણ ભુવનના મસ્તકે મુકુટાલંકારરૂપ છો. જેમ મસ્તકે મુકુટ વિના મનુષ્ય કે રાજા શોભતો નથી તેમ તારા વિના આ સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ લોક શોભતા નથી, નાયક વિનાના સૈન્યની જેવા નિસ્તેજ લાગે છે. તારા આધિપત્ય વિના ત્રણ ભુવનની નીતિ રીતિ અસ્તવ્યસ્ત-અવ્યવસ્થિત વર્તે છે. વળી હે પ્રભુ! તીર્થંકર તરીકેની તારી પદવીની વિભૂતિ-શોભા

આજે પૂર્ણ યોગ્ય સ્થાનરૂપ એવા તમને પામીને મોહક અને આકર્ષક રૂપે પ્રકાશી નીકળી છે. તેવી શોભા તમનેજ ઘટે છે–શોભે છે. અન્ય સ્થળે એવી શોભા હોતીજ નથી. અત્ર 'આજ' એ શબ્દ છદ્મસ્થાવસ્થાની પૂર્ણતા અને કૈવલ્યાવસ્થાની પ્રાપ્તિ સૂચવે છે. આ સ્તવનમાં પ્રભુનાં અષ્ટ મહા પ્રાતિહાર્યના સ્વરૂપનું વર્ણન આપવામાં આવ્યું છે કે જે પ્રભુની ઠકુરાઇ–બાહ્ય લક્ષ્મીરૂપ છે. ૧

---

દિવ્યધ્વનિ સુરફૂલ, ચામર છત્ર અમૂલ;
આજ હો રાજેરે ભામંડલ, ગાજે દુંદુભિજી. ૨

ભાવાર્થ:—દિવ્યધ્વનિ, સુરવર્ષિત પુષ્પ, ચામર, અમૂલ્ય છત્ર ( અને ) ભામંડલ ( એ પાંચ પ્રાતિહાર્યો ) શોભી રહ્યાં છે ( અને ) દુંદુભિ ગાજી રહી છે. ૨.

વિવેચન:—પ્રભુ માલકોશ રાગમાં ધર્મ દેશના–ઉપદેશ આપે છે તે વખતે પ્રભુની બન્ને બાજુએ રહી દેવતાઓ વાંસળીમાંથી નીકળે તેવા સ્વરથી તેમાં પૂરવણી–વૃદ્ધિ કરે છે, તેથી પ્રભુની દિવ્ય અને અલૌકિક ધ્વની સમવસરણના પ્રાંત ભાગ સુધી વિસ્તરે છે. સમવસરણનું પ્રમાણ ચાર ગાઉનું હોય છે છતાં તેમાં ક્રોડોગમે દેવતાઓ અને મનુષ્યો સમાઈ શકે છે, એ પ્રભુના અતિશયનું માહાત્મ્ય છે. દેવતાઓ પ્રભુની બન્ને બાજુ ચામર વીંજે છે. પ્રભુ પૂર્વાભિમુખે દેશના આપે છે પરંતુ બીજી ત્રણ દિશાએ વ્યંતરો તાદૃશ પ્રતિબંબો કરેછે કે જેથી ચાર મુખે દેશના આપતા હોય તેમ જણાય છે. ચારે તરફ બબે ચામર વીંજાય છે. વળી દેવતાઓ પ્રભુની ઉપર ત્રણ છત્ર ઉપરાઉપર ( પહેલું મ્હોટું પછી ન્હાનું પછી ન્હાનું એ રીતે ) ધરે છે. તે છત્રો મૂલ્ય ન થઇ શકે તેવાં અમૂલ્ય

હોય છે. પ્રભુના મુખની કાન્તિ અતિશય હોવાથી તેમની સામું જોતાં જોનારની દૃષ્ટિ અંજાઇ જાય છે તેથી તેમના મસ્તકની પાછળ દેવો ભામંડળ (તેજપુંજ) ની રચના કરે છે. તેની ગોળ આકૃતિ હોય છે અને તેના સદ્‌ભાવથી પ્રભુના મુખ ઉપરનું તેજ તેમાં સંક્રમિત થાય છે એટલે પ્રભુની સામું જોઈ શકાય છે, તે ભામંડળ પ્રભુનાં પાછળ શોભી રહ્યું છે. આકાશમાં દેવતાઓ દુંદુભિનો નાદ કરેછે–દેવતાઈ વાજીત્ર વગાડે છે. ( આ ગાથામાં છ પ્રાતિહાર્ય કહ્યાં છે. બાકીનાં બે પાંચમી ગાથામાં કહેલાં છે. ) ૨

---

અતિશય સહજના ચાર, કર્મ ખપ્યાથી અગ્યાર;
આજ હો કીધારે ઓગણીશે, સુરગુણ ભાસુરેજી. ૩

ભાવાર્થઃ—( આપને ) જન્મથી સ્વાભાવિક રીતે ચાર અતિશય હોય છે, કર્મના નાશથી ( બીજા ) અગ્યાર ( અતિશય ) થાય છે અને (વિનય, વિવેકાદિ ગુણોવડે ) દીપતા—શોભતા દેવો વડે ઓગણીશ અતિશય કરાય છે. ( કુલ ચોત્રિશ અતિશય પ્રભુને હોય છે. ) ૩

વિવેચનઃ—આ ગાથામાં સર્વ મળીને ચોત્રિશ અતિશય પ્રભુને કેવી રીતે હોય છે તે ટુંકમાં બતાવ્યું છે, તેનો વિસ્તાર ગ્રંથાંતરથી જાણી લેવો. અહીં અતિશય શબ્દવડે, લૌકિક કોઈ પણ પુરૂષ કરતાં પ્રભુમાં જે બાહ્ય અપ્રતિમ શક્તિ વર્ત્તે છે તે સમજવા યોગ્ય છે. (આ ૩૪ અતિશયથી ચાર મૂળાતિશય જૂદા સમજવા.) ૩

---

વાણી ગુણ પાંત્રિશ, પ્રાતિહારજ જગદીશ;
આજ હો રાજેરે દીવાજે, છાજે આઠશુંજી. ૪

ભાવાર્થ:—( આપની ) વાણી પાંત્રિશ ગુણવાળી છે. જગત્પ્રભુ આઠ પ્રાતિહાર્યવડે વિરાજી રહ્યા છે, શોભી રહ્યા છે, ( એ પ્રાતિહાર્યો એમનેજ ) ઘટે છે. ૪ ( આજ શબ્દ માત્ર આવૃત્તિરૂપ છે. )

વિવેચન:—પ્રભુની વાણીમાં પાંત્રિશ ગુણ હોય છે. અત્ર તેનો વિસ્તાર કર્યો નથી પણ ટુંકામાં કહીએ તો એમની વાણીનો આશય સર્વ જીવો પોતપોતાની ભાષામાં સમજી શકેછે. એ ૩૫ ગુણ જીજ્ઞાસુએ અન્યત્ર જોઇ લેવા. અષ્ટ પ્રાતિહાર્યની શોભા એ પ્રભુનેજ ઘટે છે—એ પ્રભુજ આ ઠકુરાઇને યોગ્ય છે. અન્ય કોઈ દેવને એવી પ્રભુતા હોતીજ નથી, હોવી સંભવતીજ નથી, તો પછી તેની વિભૂષા તેનામાં હોયજ ક્યાંથી ? ત્રીજી ગાથામાં છ પ્રાતિહાર્ય વર્ણવ્યાં છે. બાકી રહેલા બે હવેની ગાથામાં કહે છે. ૪

---

સિંહાસન અશોક, બેઠા મોહે લોક;
આજ હો સ્વામીરે શિવગામી, વાચકયશ થુણ્યોજી. ૫

ભાવાર્થ:—સિંહાસન કે જેની ઉપર અશોક વૃક્ષ રહેલ છે તેની ઉપર વિરાજેલા ( પ્રભુ ) લોકોને મોહ પમાડે છે, એવા શિવગામી પ્રભુની વાચક યશે સ્તુતિ કરી છે. ( સિંહાસન અને અશોક વૃક્ષ એ બે પ્રાતિહાર્યે મળી કુલ આઠ થયા.) ૫

વિવેચન:—પ્રભુ દેવનિર્મિત સિંહાસનની ઉપર, પોતાનાથી બાર ગુણ ઉંચા અશોક વૃક્ષની નીચે બેસીને દેશના આપેછે—લોકોને પ્રતિબોધે છે અને સાંભળવા આવેલી ( ચાર પ્રકારના દેવ, ચાર પ્રકારની દેવીઓ, સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા રૂપ ) બારે પર્ષદાને મોહ પમાડે છે—પ્રેમ ઉત્પન્ન કરે છે. એ સમગ્ર પર્ષદા સંસારથી વિરાગભાવને પામી પ્રભુ તરફજ આકર્ષાય છે—નીમેલે વખતે સમસ્ત ગૃહકાર્ય છોડી—અપૂર્ણ રહેવા દઇ પ્રભુની વાણી સાંભળવા દોડી આવે છે અને એ ક્રમે યાવત્ પ્રભુદેશિત મોક્ષમાર્ગ, પોતપોતાની યોગ્યતા અનુસાર, શક્તિને નહિ છૂપાવતાં, સમજીને, બહુમાનપૂર્વક સ્વીકારી—ગ્રહણ કરી, પાળી, પ્રભુ સ્વરૂપ બની જાય છે—એમાંજ લીન થઈ જાય છે. એવા તદ્ભવમુક્તિગામી—મોક્ષે જનારા ( મોક્ષે ગયેલા ) પ્રભુની વાચક મહારાજાએ વાણીવડે સ્તુતિ કરી છે. ૫



એવા અષ્ટ પ્રાતિહાર્યસંપન્ન પરમાત્મા પાસે હવે કર્ત્તા પ્રાર્થના કરે છે—પોતાની માગણી પ્રદર્શિત કરે છે અને તે સાથે એકાંતે વાત કરવાની ઇચ્છા જણાવે છે.—

## ૮ શ્રી ચંદ્રપ્રભસ્વામીનું સ્તવન.

ચંદ્રપ્રભુજિન સાહેબારે, તુમે છો ચતુરસુજાણ, મનના માન્યા;
સેવા જાણો દાસનીરે, દેશો પદ નિર્વાણ, મનના માન્યા.
આવો આવો રે ચતુર સુખભોગી, કીજે વાત એકાંત અભોગી;
ગુણગોઠે પ્રકટે પ્રેમ, મનના માન્યા. ૧

ભાવાર્થઃ—હે ચંદ્રપ્રભજિન ! હે સાહેબ ! તમે ચતુર, સુજાણ ( અને ) મનને પ્રિય છો, દાસની (કરેલી) સેવા જાણો છો ( તેથી ) મોક્ષપદ આપશો. હે ચતુર ! ( અને ) સુખભોગી ! ( પ્રભુ ! ) આવો ! આવો ! ! હે અભોગી ! ( આપણે ) એકાંતે વાત કરીએ (કારણકે એ પ્રકારે) ગુણની ગોષ્ઠિથી પ્રેમ પ્રકટે છે. ૧

વિવેચનઃ—ચંદ્રની કાંતિ સમાન છે ઉજ્જ્વલ આત્મકાંતિ જેની એવા આઠમા પ્રભુની કર્ત્તા સ્તુતિ કરે છે. હે ચંદ્રપ્રભ પ્રભો ! હે મહારાજ ! સાંસારિક સર્વ મનુષ્યોના વિચાર, ઉચ્ચાર અને આચાર આપ જોઈ, જાણી રહ્યાછો અને જીવ તથા પુદ્ગલના સમસ્ત ધર્મો પણ આપને પ્રત્યક્ષ છે. એ દરેક ભાવોનું આપને જ્ઞાન હોવાથી આપ ચતુર–વિચક્ષણ છો. વળી આપ સુજ્ઞ છો તેથી જે સેવકજનો આપની સાચી સેવા કરે છે તે આપના લક્ષ્ય બહાર નથી. આપ એ સેવાનો બદલો યોગ્ય રીતે આપનારા છો. તેથી આપ મને નિર્વાણપદ આપશો એવી મને ખાત્રી-વિશ્વાસ છે. હે ચતુર ! અને ખરા ( શાશ્વત્ ) આત્મિક સુખના ભોક્તા અને પૌદ્ગલિક સુખના અભોક્તા પ્રભુ ! આપ જરા એકાંતમાં મારા અંતરમાં પધારો એટલે આપણે એકાંતે વાત કરીએ. મારા હૃદયગત ઉભરાઓ હૃદય ખોલીને–ભેદભાવ ટાળીને કાઢું. એ રીતે ગુણો મેળવવા માટે કરેલા પવિત્ર પ્રયાસથી સાચો પ્રેમ પ્રકટે છે. અહીં સેવકનેજ પ્રભુ સમક્ષ અંતર્ગત ગુહ્ય ( ખાનગી વાત) કહેવાનું છે, અને એમ કરી પ્રભુ ઉપર પ્રેમ પણ પોતાનેજ પ્રકટાવવાનો છે, છતાં ભક્તિભાવથી પ્રભુને પણ પોતાની સાથે મેળવી લેવા માટે છેવટનાં વચનો કહ્યાં છે. અહીં જે એકાંતમાં વાત કરવાનું કહ્યું છે તે એટલા માટે કે જે કાંઇ કરવું તે આત્મસાક્ષીએજ કરવું યોગ્ય છે. “ આતમસાખે ધર્મ ત્યાં, લોકતણું શું કામ ?; જન મન

રંજન ધર્મનું, મૂલ ન એક બદામ” આ પ્રમાણેનું ઉત્તમ પુરૂષોનું કથન પણ છે. પોતે થોડું કરેલું હોય તે કઇ રીતે પ્રકટ થાય—બહાર આવે—લોકો જાણે, એ અર્થે દરેક પ્રયત્ન કરનારા અને એ ઇચ્છા સફળ થાય ત્યારેજ શાન્ત થનારાઓએ આ હકીકત ખાસ લક્ષ્યમાં રાખવા યોગ્ય છે. અહીં સેવકજને પ્રભુનેજ કહેવા યોગ્ય કહીને પ્રસન્ન કરવાના છે, તેથી લોકોને તે જણાવવાનો વિચાર પણ રાખવામાં આવ્યો નથી, એ સ્પષ્ટ સમજી શકાય તેવું છે. હૃદયગત ઉભરાઓ હૃદય ખોલીને કઢાય એ પ્રભુ પ્રત્યે પૂર્ણ ભક્તિ હોય ત્યારેજ બને અને એમ કરવાથી જે ગુણની ગોષ્ઠિ થાય તે અવશ્ય સાચો પ્રેમ પ્રકટાવે એમાં સંદેહ નથી. ૧

---

ઓછું અધિકું પણ કહેરે, આસંગાયત જેહ, મન૦<br>
આપે ફળ જે અણ કહેરે, ગિરૂઓ સાહેબ તેહ. મન૦<br>
આવો આવોરે ઇત્યાદિ૦ ૨

ભાવાર્થ:— જે બહુ હળી ગયેલા હોય ( તે )ઓછું વત્તું પણ કહે ( એ બનવા યોગ્ય છે ). મ્હોટા પુરૂષ તેજ કહેવાય કે જે કહ્યાવિના ફળ આપે! ૨

વિવેચન:—જે પ્રભુ સાથેના વારંવારના સંબંધથી બહુ હળી ગયેલ હોય તે હળી ગયેલા બાળકની જેમ, માબાપ ગમે તેટલું આપે તોપણ ઓછું વત્તું કહે પણ તેથી જેમ માબાપ કાંઈપણ મનમાં લાવતા નથી તેમ આપે પણ અમારે માટે મનમાં લાવવું નહિ. વળી એવો હળી ગયેલો પ્રાર્થક પોતાને જેમ આવડે તેમ કહી નાંખે. પ્રભુ આગળ શું કહેવું ? કેટલું કહેવું ? કેવી રીતે કહેવું ? એનું જ્ઞાન ન હોવાથી કવચિત્ કહેવા યોગ્યથી ઓછું કહે અને

કવચિત્ વ્યર્થ વિસ્તાર કરી વિશેષ પડતું પણ કહી નાંખે. પ્રશસ્ત રાગ-ભકિતભાવ વડે પ્રાર્થના કરવા માંડે ત્યારે પોતે શું બોલે છે તેનું તેને ભાન ન રહે એ સંભવિત છે પરંતુ સાંભળનારે ગુરૂજન ભક્તજનની આ સ્થિતિ જાણતા હોવાથી તેઓને એ બાબત લેશ પણ ખોટું લાગતું નથી. પરંતુ કર્ત્તા કહે છે કે હું તો એમ કહુંછું કે એમાં કહેવાની-માગવાની જરૂરજ શી છે ! કેમકે જેઓ વગર માગ્યે પ્રાર્થકની ઇચ્છા જાણીને તે પ્રમાણે આપે તેજ મહાપુરૂષો કહેવાય. લૌકિક જનોની પાસે આપણે બહુ વિજ્ઞપ્તિ પૂર્વક માગણી કરીએ ત્યારેજ તેઓ આપણી માગણી સ્વીકારે પણ લોકોત્તર પુરૂષો તો તેમ નજ કરે. તેઓ તો વગર માગ્યેજ આપી દે. માત્ર એટલુંજ જુએ કે માગનારમાં તથાપ્રકારની યોગ્યતા છે કે નહિ ! જો યોગ્યતા હોય તો પછી તેઓ માગણીની રાહ ન જૂએ. 'માગ્યાવિના મા પણ ન પીરસે' એ લોકોક્તિ એમને લાગુ પડે તેમ નથી. તે જો કદાચ લાગુ પડે તો લૌકિક અને લોકોત્તર પુરૂષોમાં ભેદજ પડે નહિ ! પણ વાસ્તવમાં એમ બનતુંજ નથી ! એ બન્ને વચ્ચે ભેદ છે તે કાયમજ છે ! ૨

---

દીન કહ્યાવિણ દાનથીરે, દાતાની વાધે મામ,　મન૦
જળ દીએ ચાતક ખીજવીરે, મેઘ હુઓ તીણે શ્યામ.
આવો આવોરે ઇત્યાદિ૦ ૩

ભાવાર્થઃ—( અમે ) દીન ( છીએ એમ ) કહ્યાવિના દાન ( આપવામાં આવે તો તે )થી દાન આપનારનો મહિમા વધે છે. ( બાકી ) ચાતકને ખીજવીને મેઘ જળ આપે છે તેથી તો તે શ્યામ થઈ ગયો છે ! ૩

વિવેચનઃ—'હે શેઠ! હે પુન્યશાળી!! અમે ગરીબ–રાંક–નિરાધાર છીએ! અમને કાંઇ આપો! !' એમ સેંકડોગમે શબ્દ ઉચ્ચારી અરજ ગુજારવાથી જેઓ દાન આપે છે, પછી તે ભાવપૂર્વક હોય કે ભિક્ષુકથી થતો–મળતો કંટાળો દૂર કરવા માટે ગુસ્સે થઇને હોય કે ગમે તેમ હોય પણ તેથી દાતાનો મહિમા વધતો નથી. તેના કરતાં અતિ ઘણો મહિમા, એવી અરજ ગુજાર્યા વિના અથવા તદ્દન સામાન્ય અરજ સાંભળીને પોતાની ફરજ વિચારી, દયા લાવી, જે દાન આપે છે તેનો વધે છે. પ્રથમ પંક્તિવાળા પુરૂષો જ્યારે યાચકોના બહુ ટળવળ્યા પછી પ્રાયઃ ગુસ્સે થઇ જાય છે અને માગણીના પ્રમાણમાં બહુ અલ્પ ફેંકી દીએ છે, પોતે કલુષિત મનવાળા થાય છે અને નહિવત્ લાભ મેળવે છે, ત્યારે દ્વિતીય પંક્તિવાળા મહાપુરૂષો યાચકોને ટળવળાવ્યા સિવાય પ્રસન્ન વદને દાન દઈ યથાર્થ લાભ મેળવે છે. તેઓ એમ સમજે છે કે જેટલું ધન આદિ બીજાને અપાશે તેટલુંજ આપણું છે અને બીજું બધું અન્યનું છે કે જેની આપણે ચોકીજ કરીએ છીએ! અહીં દૃષ્ટાંત તરીકે કહેવાયું છે કે ચાતકની જળની અતિશય માગણીથી–ચાતક માગણી કરી કરીને કાઈ–અકળાઈ ગયું તેટલી હદપારની માગણીથી મેઘ જળ તો આપે છે પણ તેના પરિણામે તે શ્યામ થઈ ગયો છે. મેઘ અત્યારે શ્યામ જોવામાં આવે છે તેના કારણની કવિએ આ પ્રમાણે ઘટના ( કલ્પના ) કરી છે! એ દૃષ્ટાંતથી આડકતરી રીતે ભક્તજન પ્રભુને એમ સુચવવા માગે છે કે હે પ્રભુ! જો આપ પણ અમારી માગણી સ્વીકારવામાં વિલંબ કરશો તો તેથી આપનો મહિમા કાંઈ વધશે નહી. પછી આપ મ્હોટા છો! યોગ્ય લાગે તેમ કરો! ૩

પીઉ પીઉ કરી તુમને જપુંરે, હું ચાતક તુમે મેહ, મન૦
એક લહેરમાં દુઃખ હરોરે, વાધે બમણો નેહ. મન૦
આવો આવોરે ઇત્યાદિ૦ ૪

ભાવાર્થઃ—પીઉ ! પીઉ ! ! ( એ શબ્દો )વડે તમારો જાપ કરૂં છું, હું ચાતક (છું) તમે મેઘ( છો તો )એક ક્ષણમાત્રમાં (મારાં) દુઃખ દૂર કરો ! ( જેથી ) સ્નેહ વધીને બમણો થાય. ૪

વિવેચનઃ—હે કૃપાળુ પ્રભુ ! ચાતક જેમ મેઘને અધૈર્યપૂર્વક અવિશ્રાંતપણે વિનવે છે કે 'હે મેઘરાજ ! જળ વર્ષાવો તો હું તેનું પાન કરૂં ! પાન કરૂં ! ! અને મારી દીર્ઘકાળની તૃષા મટાડું !' તેમ મેઘરૂપ આપ પ્રત્યે હું ચાતકરૂપ બની વિનવું છું કે 'હે નાથ ! હે સ્વામી ! મને તારો ! ઉગારો ! ! ભવસમુદ્રથી નિસ્તારો ! ! ! એ રીતે મને ચાતકરૂપ ગણી આપ મેઘ—વર્ષાદરૂપ બનો ! પણ મેઘ તો બહુ વિલંબ કરી ચાતકની વિનતિથી ગુસ્સે થઇ, યાવત્ શ્યામ બની જઇ ચાતકને ખીજવીને જળ આપે છે તેમ હે પ્રભુ ! આપ ન કરશો ! આપ તો મારી વિનતિનો સત્વર સ્વીકાર કરી મારાં દુષ્કર્મજન્ય સમસ્ત દુઃખોનો આત્યંતિક નાશ કરો ! જેથી મારો આપના ઉપર બમણો અરે ! અનંતગુણો સ્નેહ વૃદ્ધિને પામે ! અને તેથી હું કૃતકૃત્ય થાઉં ! મારા સર્વ મનોરથો ફળે ! ૪

---

મોડું વહેલું આપવુંરે, તો શી ઢીલ કરાય ? મન૦
વાચક યશ કહે જગધણીરે, તુમ તૂઠે સુખ થાય. મન૦
આવો આવોરે ઇત્યાદિ૦ ૫

ભાવાર્થઃ—મોડું (કે) વ્હેલું (મોક્ષફળ) આપવાનું તો છેજ ત્યારે વિલંબ શામાટે કરોછો ? વાચક યશ કહે છે કે હે જગધણી ! તમારા તુષ્ટમાન થવાથીજ મને સુખ થાય તેમ છે ! ૫

વિવેચનઃ—હે જગન્નાથ ! કોઇ અંશે મારા આત્મિક ગુણોનો આવિર્ભાવ મને પ્રતીત થતો હોવાથી મોક્ષપદ પામવાની યોગ્યતા મને ઉપલબ્ધ થયેલી છે-મારામાં ઉત્પન્ન થયેલી છે એમ હું માનું છું એટલે તદનુસાર આપ મને વ્હેલા કે મોડા મોક્ષપદ તો આપવાનાજ છો ! તેમાં તો છૂટકો થવાનોજ નથી ! પણ એમ આપવાથી આપની કૃપા ગણાવાની નથી ! તેથી જો આપ મારી વિનતિનો તત્કાળ સ્વીકાર કરી મારા ઉપર ઉપકાર કરવા માગતા હો તો મારા ઉપરોક્ત આવિર્ભાવમાં વૃદ્ધિ કરાવી મને ત્રણ ચાર ભવમાંજ મુક્ત કરો ! એ બાબતમાં ઢીલ ન કરો ! વાચકયશ કહે છે કે—આટઆટલી દીર્ઘકાળ થયા આપને અરજ ગુજારવાવડે હું એમ સુદૃઢપણે માનુંછું કે આપજ મને ઈષ્ટ ફળદાતા (પછી વ્હેલા કે મોડા) થશો ! આપની તુષ્ટિ-પ્રસન્નતામાંજ મારા વાસ્તવ સુખની પ્રાપ્તિ રહેલી છે ! અન્ય કોઇની પાસેથી મને એ સુખ મળવાનુંજ નથી અને તેથીજ અન્ય કોઇની પાસે હું તદર્થે પ્રાર્થના પણ કરતો નથી, એ હકીકત ઉપર પણ આપ લક્ષ્ય આપજો ! આ ગાથાથી કર્ત્તામાં ક્ષયોપશમ સમ્યક્ત્વ પ્રકટ થયેલું છે અને પોતે ક્ષાયિક સમ્યક્ત્વની માગણી કરે છે એમ સમજાય છે. ૫

—❧❦—

પ્રભુની તુષ્ટિમાં સર્વ સુખ રહેલું છે એવો નિર્ધાર થયો એટલે તેમની તુષ્ટિ સંબંધી વિચાર કરતાં જો હું તેમના હૃદયમાં વસું તોજ ખરી તુષ્ટિ–પ્રસન્નતા થાય એમ જણાવાથી તન્નિમિત્ત સ્તવના કરે છે.–

## ૯ શ્રી સુવિધિનાથસ્વામીનું સ્તવન.

લઘુ પણ હું તુમ મન નવિ માવું રે, જગગુરૂ તુમને દીલમાં લાવું રે;
કુણને એ દીજે સાબાશી રે, કહો શ્રી સુવિધિ જિણંદ વિમાસી રે. ૧

ભાવાર્થઃ--હે શ્રી સુવિધિ જિનેંદ્ર ! તમે વિચારીને કહો કે હું ન્હાનો છતાં તમારા મનમાં સમાઇ શકતો નથી ( પણ ) હે જગદ્‌ગુરૂ ! તમને હું ( મારા ) મનમાં ધારણ કરીશકું છું (તો) એ ( બાબત ) સાબાશી કોને દેવી ? ( મને કે તમને ? ) ૧

વિવેચન:—મોક્ષગમન યોગ્ય શોભન–સુંદર છે વિધિમાર્ગ જેમનો એવા નવમા પ્રભુને ઉદ્દેશીને કર્ત્તા સ્તુતિ કરે છે. હે પ્રભુ ! જગતમાં એવું જોવામાં આવે છે કે જે વસ્તુ મ્હોટી હોય તેમાં બીજી ન્હાની વસ્તુ સમાઇ શકે, પણ ન્હાનીમાં મ્હોટીનો સમાવેશ ન થાય. સ્થૂલ દૃષ્ટિએ આ પ્રકારે વિચારી શકાય, પણ મારા અને આપના સંબંધમાં તો આ હકીકત ઉલટી પુરવાર થયેલી છે, એટલે હું ન્હાનો છતાં તમારા મનમાં સમાઈ શકતો નથી અને તમે મ્હોટા છતાં મારા મનમાં સમાઇ શક્યા છો. તાત્પર્ય એ છે કે હું તમારૂં ધ્યાન ધરૂંછું તેથી મારા મનમંદિરમાં મેં તમને દાખલ કર્યા છે પણ તે પ્રમાણે મને તમારા હૃદયમાં સ્થાન મળ્યું નથી–એટલી કૃપા હજુ આપની મારા પર થઈ નથી. આ ઘટના આશ્ચર્યકારક બની છે તો આ સ્થિતિ જોઇ આપ વિચારીને કહો કે

આ બાબતમાં સાબાશી કોને ઘટે? મને ઘટે કે તમને? કેમકે નાનો છતાં મોટાને સમાવે તે પણ સાબાશીને યોગ્ય કહેવાય. અને તમે તો સાબાશીને પાત્ર છોજ તેથી હું પ્રશ્ન કરૂં છું. ૧

---

**મુજ મન અણુ માંહે ભક્તિ છે ઝાઝીરે, તેહ દરીનો તું છે માજીરે;**
**યોગી પણ જે વાત ન જાણેરે, તેહ અચરિજ કુણથી હુઓ ટાણેરે. ૨**

ભાવાર્થ:—મારા મનના (દરેક) પરમાણુમાં (તમારા પ્રત્યે) ઘણી ભકિત (ભરેલી) છે (અને) તે (મનરૂપી) ગુફાના તમે ધણી છો (તો પછી) યોગી પણ જે બાબત ન સમજી શકે તેવું (ઉપરલિખિત) આશ્ચર્ય આ વખતે કોનાથી થયું? (મારાથી કે તમારાથી?) ૨

વિવેચન:—હે પ્રભુ! મારા મનનું નિર્માણ જેટલા પરમાણુઓથી થયેલું છે તે દરેક પરમાણુઓમાં તમારા પ્રત્યેનો ભક્તિરાગ અતિશય પ્રકટેલો—સ્ફુરેલો છે અને તે મનરૂપી આખી ગુફાના તમે સ્વામી થયા છો—આપને સદા ધ્યાનાવસરે હું મારા મનમાં ધારણ કરી શકું છું. એ રીતે તમે મ્હોટા છતાં મારા મનમાં સમાઇ ગયા છો અને હું ન્હાનો છતાં તમારા મનમાં સમાઈ શકયો નથી. યોગી પણ જેનો હેતુ—કારણ ન સમજી શકે એવું આ પ્રકારનું આશ્ચર્ય કોનાથી થયું? મારાથી કે તમારાથી? એ પણ વિચારીને કહો! મનના જે ધણી—માલીક થયા હોય—જેણે મન ઉપર આધિપત્ય મેળવ્યું હોય, તે મન કરતાં મ્હોટો હોય અને તે મનમાં સમાઇ શકે નહિ પણ અહીંતો તેથી ઉલટું બન્યું છે એટલે પ્રભુ મારા મનના માલીક થયા છતાં ઉલટા તે મનમાં સમાઇ ગયા—સેવકે પ્રભુને હૃદયમાં ધ્યાન ધરી સ્થાપિત કર્યા તેથી આ બીના—

બાબત આશ્ચર્યકારી ગણાય. ' યોગીશ્વર જે વાત ન જાણે ' એમ જે અત્ર લખ્યું છે તે તેટલે અંશે અપૂર્ણ–તે હકીકતનું રહસ્ય જાણવા જેટલા જ્ઞાનના અભાવવાળા સામાન્ય યોગીને માટે સમજવું. પૂર્ણ યોગી તો સર્વજ્ઞજ કહેવાય અને તે તો આ વાત ન જાણે એમ બનેજ નહિ! આ ગાથાથી કર્ત્તાએ 'આશ્ચર્ય કોનાથી થયું ? એ અને પહેલી ગાથાથી ' સાબાશી કોને ઘટે ? ' એ એમ બે પ્રશ્ન ઉપસ્થિત કર્યા છે. એ બન્ને પ્રશ્નો એકજ બાબતને અંગે છે જે પહેલી ગાથામાં છે. હવેની ગાથાઓથી અનુક્રમે તે બન્ને પ્રશ્નોના ખુલાસા કર્ત્તા પોતેજ વિચારીને કરે છે. જે ખુલાસા પ્રભુએ કરવાના હતા તે પોતેજ કરે છે. પછી પ્રભુએ એ બાબત કદાચ વિચાર કરવાની તસ્દી ન લીધી હોય કે એમ કરવાની એમને આવશ્યકતા ન લાગી હોય તે તો કોણ જાણે ! પણ ખુલાસા તો કર્તાએ પોતેજ કર્યા છે ! આ હકીકત કાંઇક નવીનતા–કોઇ વિલક્ષણ આનંદ ઉત્પન્ન કરે છે. ૨

---

અથવા થિરમાંહી અથિર ન માવેરે, મ્હોટો ગજ દર્પણમાં આવેરે;
જેહને તેજે બુદ્ધિ પ્રકાશીરે, તેહને દીજે એ સાબાશીરે. ૩

ભાવાર્થઃ—અથવા અસ્થિર વસ્તુમાં સ્થિર વસ્તુ ન માઇ શકે ( અને ) મ્હોટો હાથી દર્પણમાં આવી શકે, (એટલે) જેના તેજથી ( મને આવા પ્રકારની ) સમજણ પ્રકટ થઇ તેનેજ ( ઉપરોક્ત ) સાબાશી આપવી જોઇએ! ૩

વિવેચનઃ—પ્રથમની બે ગાથાઓમાં ઉપજેલા પ્રશ્નોનું નિરાકરણ સમજવા પ્રયત્ન કરતાં પરિણામે કર્તા પોતેજ નિર્ણય ઉપર આવી જઇ તે ( પ્રશ્નો )ના ખુલાસા રૂપે જણાવે છે–જાણે કે

પ્રભુ તરફથી પોતાને ગુપ્ત ઉત્તર મળ્યો હોય તેમ વિકલ્પરહિત થઇને જણાવે છે કે "આ પ્રશ્નોનું નિરાકરણ સુગમ છે. હું અત્યાર સુધી આવી સ્હેલી બાબત કોણ જાણે કેમ ન સમજી શકયો! 'લઘુ છતાં ગુરૂમાં ન સમાયો' એનો હેતુ એટલોજ છે કે સ્થિર વસ્તુમાં અસ્થિર વસ્તુ નજ માઇ શકે. પ્રભુ સ્થિર છે તેમાં પ્રભુ જેવી સ્થિરતાવાળી વ્યક્તિ સમાઇ શકે પણ હું તો એવી સ્થિરતાથી બહુ છેટે છું, અસ્થિર છું તો હું પ્રભુના સ્વરૂપમાં–સ્વભાવમાં કેમ સ્થિતિ કરી શકું? કદાચ બલાત્કારે ત્યાં ક્ષણભર સ્થિતિ કરૂં પણ એમના જેવી સ્થિરતાને અભાવે અને મારી અસ્થિરતાને સદ્ભાવે હું તેમાં ટકી તો નજ શકું! 'હવે ગુરૂ લઘુમાં સમાય' એ હકીકતને દૃષ્ટાંતથી સમજાવે છે કે હાથી જેવું મ્હોટું પ્રાણી પણ દર્પણમાં–અરીસામાં સંક્રાંત થઇ જાય છે–સમાઈ જાય છે એટલે પ્રભુ મહાન્ છતાં સેવકના હૃદયમાં ધ્યાનાવસરે ધારણ કરાય અને એ રીતે સમાઈ જાય એમાં કાંઈ વિરોધ જેવું નથી. ધ્યાનાવસરે સેવકની સ્થિતિ સ્થિરતામય હોય છે એટલે સ્થિર સેવકમાં સ્થિર પ્રભુ સમાય એમાં વાંધો નથી. આ હકીકત ઉપરથી સાર એ નીકળે છે કે જો સેવકને પ્રભુમાં સ્થિર થવું હોય–પ્રભુમય થવું હોય તો પ્રભુ જેવી અને પ્રભુ જેટલી સ્થિરતા તેણે મેળવવી જોઇએ. સ્થિર દર્પણમાં અસ્થિર હાથી કેમ સમાય? એ વિરોધ અહીં વિચારવાનો નથી, કારણ કે દૃષ્ટાંત એક દેશી હોય છે, સર્વ દેશી હોતું નથી. મ્હોટું ન્હાનામાં કેમ સમાય? એ હકીકત સમજાવવા પૂરતુંજ આ દૃષ્ટાંત અત્ર યોજેલું છે. 'લઘુ ગુરૂમાં ન સમાયો અને ગુરૂ લઘુમાં સમાયા' એ બે હકીકત સ્પષ્ટ થતાં હવે એ બાબતનું માન (સાબાશી) કોને ઘટે? એનો નિર્ણય પણ કર્તા પોતેજ કરે છે કે જે પ્રભુના તેજ–પ્રભાવથી અને ઉપરોક્ત બે હકીકત સમજવા જેટલી બુદ્ધિ પ્રાપ્ત થઇ–ક્ષયોપશમ પ્રકટ

થયો તેમનેજ ( તે પ્રભુનેજ ) એ સાબાશી ઘટે એ નિર્વિવાદ છે. મારા જેવા પામર જીવને એ માન ઘટેજ નહિ ! શાભેજ નહિ ! યોગ્યતા વિના બળાત્કારે માનને આકર્ષી તેનો સ્વયમેવ પોતાનામાં આરોપ કરવાથી જગત્માં હાસ્યપાત્ર થવાય છે, એ નિષ્કર્ષ આ ઉપરથી સદા સ્મરણમાં રાખવા યોગ્ય છે. એ બાબત અત્ર વિસ્તાર અપ્રસ્તુત હોઇ સંક્ષેપમાં સૂત્રરૂપેજ સૂચવ્યું છે. ૩

---

ઊર્ધ્વ મૂળ તરૂઅર અધ શાખારે, છંદપુરાણે એહવી ભાખારે;
અચરિજવાળે અચરિજ કીધુંરે, ભકતે સેવક કારજ સીધુંરે. ૪

ભાવાર્થઃ—છંદ, પુરાણમાં 'વૃક્ષનું મૂળ ઉંચું અને શાખાઓ નીચી' એમ કહેલું છે. આશ્ચર્યવાળા ( પ્રભુ )એ આશ્ચર્ય કર્યું અને ( તેમની ) ભકિતથી સેવકનું કાર્ય સિદ્ધ થયું. ૪

વિવેચનઃ—હવે બીજી ગાથાવાળા પ્રશ્ન ( આશ્ચર્ય કોનાથી થયું ? ) નો ખુલાસો કરતાં કર્ત્તા કહે છે કે છંદ અને પુરાણ આદિ અન્ય મતનાં શાસ્ત્રોમાં 'વૃક્ષનું મૂળ ઉંચું અને શાખાઓ નીચી' એવી હકીકત વર્ણવેલી છે. એ હકીકત આશ્ચર્યકારક ગણાય પણ તે અસંભવિત છે. વાસ્તવિક રીતે વિચારતાં એમ હોઈજ ન શકે ! આ હકીકત કહીને કર્તા એમ જણાવવા માગે છે કે બીજી ગાથામાં જે આશ્ચર્ય મેં જણાવેલું છે તે આવું આશ્ચર્ય નથી. તે આશ્ચર્ય તો પરમ સત્યરૂપ છે ! પ્રભુ મ્હોટા છતાં ન્હાના સેવકમાં સમાઇ ગયા એ બાબતનું સ્પષ્ટીકરણ ત્રીજી ગાથાના વિવેચનમાં કર્યું છે. આવું આશ્ચર્યકારક વર્તન કરવાથી પ્રભુ આશ્ચર્યવાળા કહેવાય અને તેથી એ આશ્ચર્ય પણ તેવા પ્રભુથીજ થયું—પ્રભુએજ તે કર્યું એમ નિઃશંકપણે સ્વીકારવું જોઇએ. આવા અતિ

અદ્‌ભુત ચારિત્રવાળા પ્રભુની સમ્યક્ પ્રકારે ભક્તિ-ઉપાસના કરવાથી સેવક ( કર્તા )નું કાર્ય યથેચ્છ સિદ્ધ થયું-પૂર્ણતાને પામ્યું. આશ્ચર્ય કર્યું માટે આશ્ચર્યવાળા અને આશ્ચર્યવાળા માટે આશ્ચર્ય કર્યું, એ પ્રકારે પ્રભુને અને આશ્ચર્યને અન્યો અન્ય કારણ કાર્યરૂપ સંબંધ ઘટીશકે છે. ૪

---

**લાડ કરી જે બાળક બોલેરે, માતપિતા મન અમીયને તોલેરે;**
**શ્રીનયવિજય વિબુધનો શીષોરે,યશ કહેઇમજાણો જગદીશો રે.**

ભાવાર્થ:--શ્રી નયવિજય પંડિતના શિષ્ય યશ ( વિજય ) કહે છે કે બાળક લાડ કરીને માતપિતા સમક્ષ જે બોલે છે તે તેઓને મન અમૃતતુલ્ય લાગે છે એમ હે જગદીશ ! (તમે) જાણો. ૫

વિવેચન:—આ સ્તવનમાં કર્તાએ બે પ્રશ્નો ઉપજાવી, તેના ખુલાસા પ્રભુ પાસે માગ્યા અને એમ કરીને પોતાની એ પ્રશ્નોનું નિરાકરણ કરવાની અજ્ઞાનતા વ્યક્ત કરી. બાદ પાછળથી એ ગહન પ્રશ્નોનું યોગ્ય દલીલ અને દૃષ્ટાંત પૂર્વક પોતેજ સમાધાન કર્યું. પ્રભુ પ્રત્યેના પોતાના આવા વર્તનથી સ્થૂલ લોકદૃષ્ટિએ વિચારતાં કદાચ પ્રભુ નારાજ તો નહિ થયા હોય ! એવી આશંકા કર્તાને થવાથી પોતે પ્રભુને પ્રસન્ન કરવા માટે કહે છે ( આ કથન ભક્તિભાવનું છે બાકી પ્રભુ નારાજ થાયજ નહિ એ હકીકતથી કર્તા પોતે અજ્ઞાત નથી ! ) કે હે જગદીશ ! નિર્દોષતા અને સરળતા પૂર્વક બાળક પોતાના માતા પિતા આગળ જે વચનો બોલે તેથી માતા પિતાને ક્રોધ તો ચ્હડતોજ નથી પણ ઉલટા તેઓને તે વચનો અમૃત સમાન મીઠાં લાગે છે, તેમ મારે મન માતા પિતા સમાન તમેજ છો તેથી મને એવો બાળક ગણી, મારાં બાળાંભોળાં-

કાલાંઘેલાં વચનોને પણ અમૃત સમાન ગણજો અને મારા ઉપર પ્રસન્ન થજો ! મારી તમારા પ્રત્યે એવી પ્રાર્થના છે. બાળકના બોલવા ઉપર માતા પિતાને પ્રેમ થવાનું મુખ્ય કારણ તે બાળકમાં રહેલી નિર્દોષતા અને સરળતા છે. સાથે તેના ઉપરનો મોહ પણ ગણી શકાય. મ્હોટી ઉમરના છોકરાઓ કે પુરૂષોમાં એ ગુણોનો ઓછે કે વધતે અંશે અભાવ હોય છે તેથી તેઓનાં વચનો જૂદીજ અસર ઉપજાવે છે. આથી જે લઘુ હોય તેને કેટલું સુખ ? કેટલું ઓછું જોખમ ? કેટલું નિરૂપાધિપણું ? તે વિચારવું અને જે મ્હોટા હોય તેને કેટલું જોખમ ? અને કેટલા ઉપાધિ ? તેની બુદ્ધિપૂર્વક તુલના કરી પરિણામે લઘુતાજ ધારણ કરવા યોગ્ય છે એવું સુંદર શિક્ષણ લેવું અને તેનો સદા સ્વીકાર કરવો. ૫

---

સુવિધિનાથજીના સ્તવનમાં પ્રભુને પોતાના અંતર્માં સમાવ્યાની—
લાવ્યાની હકીકતને ઘટમાન કરી બતાવી. હવે તેવા પ્રભુને
અંતર્માં લાવ્યા પછી તેનાથી છાનું રાખવાનું કાંઇ
હોયજ નહીં—છાનું રાખી શકાય પણ નહીં!
તેથી હવે આ સ્તવનમાં તે હકીકતને
ઉદ્દેશીને કહે છે.—

## ૧૦ શ્રી શીતલનાથ સ્વામીનું સ્તવન.

**શ્રી શીતલ જિન ભેટીએ, કરી ભક્તે ચોખું ચિત્તહો;**
**તેહથી કહો છાનું કીશ્યું, જેહને સોંપ્યાં તન મન વિત્તહો.**
**શ્રી શીતલ૦ ૧**

ભાવાર્થ:—ભક્તિવડે ચિત્તને નિર્મળ કરી આપણે શ્રી શીતલ જિનને ભેટીએ. કહો ! કે જેને (તન, મન અને ધન) એ સર્વ ) સોંપ્યું તેનાથી ગુપ્ત શું હોઇ શકે ? શું રહી શકે ? ૧

વિવેચન:—જીવમાત્રને શારીરિક, માનસિક અને આધ્યાત્મિક એમ દરેક પ્રકારની શીતલતા અર્પનાર એવા શ્રી દશમા પ્રભુની સ્તુતિ કરતાં સતા સ્તુતિકાર કહે છે. આ પહેલી કડીના પ્રારંભમાં ભવ્ય જીવોને ઉદ્દેશીને કર્તા કહે છે કે, હે ભવ્ય જીવો ! આપણે સર્વ ભક્તિવડે, એકાગ્રતા પૂર્વક પ્રભુની સેવા–ઉપાસનાવડે આપણા ચિત્તને–મનને નિર્મળ–સરળ–નિષ્કપટ કરીને શ્રી શીતલ પ્રભુને ભેટીએ–સર્વાત્મ પ્રદેશે આલિંગીએ–તેમના સ્વરૂપચિંતનમાં તન્મય થઇ રહીએ. આ પ્રમાણે પ્રભુના સ્વરૂપનું ચિંતન કરવામાં લીન થવાથી મન ઉપરનું અશુભ–મલિન આવરણ તદ્દન દૂર થઇ જાય છે અને તેથી તે નિર્મળ બને છે. કર્તા આગળ જતાં કહે છે કે જે વ્યક્તિને આપણે આપણું શરીર, મન તથા ધન એ સર્વ અર્પણ કર્યું હોય તેનાથી આપણે કશું પણ છાનું રાખવાનું હોયજ નહીં—રાખવા માગીએ તો રહી શકે પણ નહિ—રાખવાથી ઉલટી પોતાને હાનિજ થાય ! તેમ પ્રભુના સંબંધમાં પણ સમજવું. આ ઉપરથી કહેવાનો આશય એ છે કે પ્રભુને સંપૂર્ણ–પણે પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળા મુમુક્ષુએ, પ્રભુને સરળપણે–નિષ્કપટભાવે પોતામાં રહેલી દરેક ખામીઓ–અપૂર્ણતાઓ–અવગુણો, સંપૂર્ણ વિશ્વાસ રાખીને જાહેર કરી દેવા, એટલે યોગીરાજ આનંદઘનજીના શબ્દોમાં કહીએ તો 'કપટરહિત થઇને આત્માર્પણ કરવું.' એમ કરવાથીજ પ્રભુના સ્વરૂપને પ્રાપ્ત કરી પરિણામે તેમને ભેટી શકાય છે. પણ પોતામાં રહેલી ખામીઓ કોઇ વિરલ જીવજ જા-

શ્રી શકે છે અને જાણ્યા પછી પણ સુભાગ્યનો ઉદય હોય તોજ પ્રભુ આગળ તે જાહેર થઇ શકે છે! ૧

દાયક નામે છે ઘણા, પણ તું સાયર તે કૂપ હો;
તે બહુ ખજવા તગતગે, તું દિનકર તેજ સ્વરૂપ હો.
શ્રી શીતલ૦ ૨

ભાવાર્થઃ—દાતારનું નામ ધરાવનારા (દેવો તો જગતમાં) ઘણા છે પણ (તેઓ સર્વમાં) તું સમુદ્ર (રૂપ) છો અને તેઓ કુવા (રૂપ) છે. તેઓ બધા ખજવા-આગીયા જીવડાની પેઠે અલ્પ પ્રકાશક છે (પણ) તું તો સૂર્ય જેવા તેજસ્વી સ્વરૂપનો ધારક છો. ૨

વિવેચનઃ—હે પ્રભુ! આ જગતમાં દાતાર તરીકે પોતાને ગણાતા અને કહેવરાવતા ઘણા દેવો છે છતાં હું આપની પાસેજ યાચના કરવા આવ્યો છું તેનું કારણ એ છે કે કૂવો જેમ કયારેક સૂકાઈ જાય અને કયારેક વિપુલ જનસમૂહને જળ પૂરૂં પણ પાડે તેમ તે સર્વ દેવો તો રાગી દ્વેષી હોઈ કોઇના આ ભવ સંબંધી મનોવાંછિત બરાબર પૂરે, કોઇનાં ન પણ પૂરે અને કોઈનાં અલ્પ પૂરે તેવા છે, જ્યારે આપ તો સમુદ્ર જેવા છો એટલે સમુદ્રની કોઇ અવજ્ઞા-આશાતના કરે અથવા કોઈ તેની શ્રીફળ આદિથી પૂજા કરે છતાં તેની દરકાર ન કરતાં-તે ઉપર ધ્યાન ન આપતાં તે તો દરેકની ઉપર સમભાવવાળો રહે છે, અને પોતાની પારાવાર જળ-ઋદ્ધિથી કયારે પણ અભિમાની થતો નથી, તે મુજબ આપ પણ પૂજકને અને નિંદકને સમ ગણીને દરેક જીવનું કલ્યાણ કેમ થાય? સર્વ [illegible]વ શાસનરસિક કેમ બને? એવી ચિંતા-ભાવ[illegible]ખી

દરેક અર્થી જીવના મનશ્ચિંતિત અર્થો—મન:કામનાઓ ( આ ભવ ને પરભવ સંબંધી ) કોઇપણ જાતના પક્ષપાત વગર પૂરી પાડો છો અને એવી મને આપનામાં શ્રદ્ધા હોવાથી સેવ્યરૂપે મેં આપનેજ સ્વીકાર્યા છે. વળી એનું બીજું કારણ એ પણ છે કે ખદ્યોત—આગી-આ કીડાઓ જેમ માત્ર જરા જરા પ્રકાશ આપે છે અને વિરમે છે તેની પેઠે તે સર્વ દેવો કવચિત્ કોઇના કોઈ પ્રકારના સાંસારિક મનોરથો પૂરે છે અને કવચિત્ પૂરતાં અટકી પણ જાય છે. અરે! કવચિત્ તો કોપ્યા હોય તો ઉલટા કોઇનું અમંગળ પણ કરવા તૈયાર થઇ જાય છે એટલે તેઓ ખદ્યોત જેવા છે, પણ સૂર્ય જેમ સદા સર્વ (ઉચ્ચ નીચ) મનુષ્યને સરખોજ પ્રકાશ આપે છે, તેમ આપ દરેક શરણાગત જીવના અંતઃકરણમાંથી કોઈપણ જાતના તફાવત—ભેદભાવ વિના અજ્ઞાનાંધકારને દૂર કરી તેઓને નિરંતર જ્ઞાન પ્રકાશ કાંઇપણ સંકોચ વિના આપો છો ! આ સર્વ હકીકતો મને સારી રીતે વિદિત હોવાથીજ હું આપની હજુરમાં સેવકરૂપે ઉપસ્થિત થયેલું ! ૨

---

મ્હોટો જાણી આદર્યો, દાળિદ્ર ભાંજો જગતાત હો;
તું કરૂણાવંત શિરોમણિ, હું કરૂણાપાત્ર વિખ્યાત[1] હો.
શ્રી શીતલ૦ ૩

ભાવાર્થ:— હે જગત્પિતા ! મેં આપને મ્હોટા જા..ને અંગીકાર કર્યા છે, તો તમે ( મા... ) દરિદ્રતા કાપી નાંખો, દયાળુઓમાં આપ સર્વથી શ્રેષ્ઠ છો અને હું પ્રસિદ્ધ એવો કૃ..ને યોગ્ય છું

---

૧ ... ...નાદ્દારણુંબ... પાઠ૦ રત્નાકર ૫ ચોવીશી

વિવેચનઃ—હે જગત્વત્સલ મહાપ્રભુ! જગત્‌ને વિષે વર્ત્તતા સર્વ દેવોને મેં જોયા અને તેમનાં ચરિત્રો પણ જાણ્યાં, તથા તેમના સ્વરૂપ, સ્થિતિ અને સામર્થ્ય આદિ સર્વનું મેં સૂક્ષ્મ રીતે અવલોકન કર્યું અને તે પછી આપની સાથે એઓની તુલના કરી. એને પરિણામે આપ એ સરખામણીમાં સર્વોત્તમ-સર્વોચ્ચ ભાસ્યા. એટલા ઉપરથી મેં આપને પૂજ્ય, ધ્યેય, ઉપાસ્ય અને આરાધ્ય જાણી અંગીકાર કર્યા છે તો હવે મારી અનાદિ કાળની સ્વ સ્વરૂપ ગુમાવી બેસવા જેવી નિકૃષ્ટ સ્થિતિ દૂર કરી મને આત્મસમૃદ્ધિ પ્રાપ્ત કરાવી આપો ! કારણકે હવે મેં આપનુંજ શરણ લીધું છે! આપ એટલું ઔદાર્ય, એટલી અમૃતદૃષ્ટિ નહિ દેખાડો તો અન્ય કોણ એ દેખાડવા સમર્થ છે? વળી આપ દયાળુપણાની સ્થિતિમાં પણ સર્વથી ઉચ્ચપદ ધરાવોછો. અન્ય દેવો, જો ભુલથી પણ કોઇથી તેમની ઉપાસનામાં ખામી રહેવા પામે તો તેના ઉપર દ્વેષ રાખી તેને અનેક પ્રકારની યાતના—પીડા ઉપજાવે છે! જ્યારે આપ એટલાબધા શરણાગતવત્સલ અને ભાવદયાધારક છો કે આપને કોઇ ઈરાદાપૂર્વક પ્રાણાંત કષ્ટ આપે તોપણ તેનું એકાંત હિત કેમ થાય? તે તરફજ માત્ર આંતરિક વળણ ધરાવો છો, પણ તેના કાર્ય તરફ તો જોતાજ નથી! આપ એવા મહા કરૂણાળુ છો ત્યારે એવી મહા કરૂણાને યોગ્ય-પાત્ર હું છું અને આપની સેવામાં હાજર થયો છું. તેથી સર્વ રીતે આપની કૃપાને યોગ્ય છું. દીન જનોનો ઉદ્ધાર કરવામાં સમર્થ એવા આપ એકજ છો એમ હું માનું છું, તો પછી આપનાથી ઉદ્ધાર થવાને યોગ્ય પાત્ર પણ હુંજ છું એમ આપે પણ માનવું જોઇએ એ નીતિ છે! ૩

**અંતરજામી સવિ લહો, અમ મનની જે છે વાત હો;**
**મા આગળ મોસાળના, શા વરણવવા અવદાત હો.**
**શ્રી શીતલ૦ ૪**

ભાવાર્થ:—હે સર્વજ્ઞ ! મારા મનની દરેક વાત આપ જાણોછો, તો હવે મા આગળ મોસાળપક્ષ (નાં માણસો)ની હકીકત શું વર્ણવવી ? ૪.

વિવેચન:—હે પ્રભુ! આપને વિશેષ શું કહું? આપ બધું જાણોછો—અપ્રતિમ જ્ઞાની હોવાથી અંતર્યામી છો એટલે હું આપની પાસે શા માટે આવ્યોછું? અને મારા મનમાં શી આકાંક્ષા છે? એ સર્વ આપનાથી લેશ પણ અજ્ઞાત નથી. પોતાની મા આગળ માતૃપક્ષના કુટુંબીજનોનાં વૃત્તાંતો—સ્થિતિઓ વર્ણવવાની જરૂર હોયજ નહિ, તેતો તે સર્વ જાણતીજ હોય. તેમ આપ સુજ્ઞ છો, વળી સર્વવિત્ છો તેથી આપની પાસે વધારે કહેવાની જરૂરજ નથી! કહ્યું પણ છે કે—**सुज्ञेषु किंबहुना** ? ૪

---

**જાણો તો તાણો કીશ્યું, સેવાફળ દીજે દેવ હો;**
**વાચકયશ કહે ઢીલની, એ ન ગમે મુજ મન ટેવ હો,**
**શ્રી શીતલ૦ ૫**

ભાવાર્થ—( આપ સર્વ ) જાણો છો તો ( પછી ) તાણી કેમ રાખોછો ? હે દેવ ! ( આપની ) સેવા ( કરવા )નું જે કાંઈ ફળ હોય તે ( મને ) શીઘ્ર આપો. વાચક યશ કહે છે કે (આપની ) ઢીલ કરવાની ( જે ) ટેવ છે તે મારા મનને ( જરા પણ ) રૂચતી નથી ! ૫

વિવેચનઃ—હે દયાળુ દેવ ! જ્યારે આપ મારી બધી સ્થિતિ જાણોછો તો પછી મારી માગણીનો તરતજ સ્વીકાર કેમ કરતા નથી ? વિલંબ શા માટે કરોછો ? આથી વિશેષ પ્રાર્થના કરવાની જરૂર હોય એમ હું મુદ્દલજ માની શકતો નથી, છતાં આપ ફળ આપવામાં વિલંબ કરોછો એથી મને આશ્ચર્ય થાય છે ! હવે તો આપની સેવાનું જે કાંઈ અંતિમ ફળ હોય તે મને વગર વિલંબે આપો ! હવે હું ધૈર્ય ધારણ કરી શકતો નથી—આકુળવ્યાકુળ થઈ જાઉંછું ! વાચક મહાશય કહેછે કે આપની જે આ વિલંબ કરવાની ટેવ છે એ મને જરા પણ ગમતી નથી ! મ્હોટા પુરૂષો તો યાચનાની અપેક્ષાજ રાખતા નથી ! તેઓ તો અર્થીની ઇચ્છા સ્વયમેવ જાણી લે છે અને તત્કાળ ઉચિતતા અનુસાર તે પૂરી કરે છે. અર્થી ટળવળે એ તેઓનું દયાળુ હૃદય જોઇ શકતુંજ નથી—સહન કરી શકતું નથી ! અર્થી બહુ ટળવળે ત્યારે કંટાળો બતાવી થોડુંક આપવું એ તેઓની મહત્તા—શોભાને હાનિરૂપ છે એમ તેઓ ગણે છે ! એવી પ્રાકૃતજનોની રીતિ પ્રાકૃતજનોનેજ ઘટે ! આપ મારી આટલીબધી પ્રાર્થના છતાં અતિ ઢીલ કરોછો એ મારાથી કેમ ખમાય ? વળી આપ જેવા મહા પુરૂષને એમ કરવું તે પણ કેમ શોભે ? એ બાબત હું આપને શું કહું ? આપજ એનો વિચાર કરો ! અને મારૂં કથન વ્યાજબી જણાતું હોય તો સત્વર મારા ઇષ્ટની સિદ્ધિ કરી આપો !! હવે તો ઢીલ કરવાની વાત છોડી દો ! ૫

આ સ્તવનમાં કર્ત્તાએ પહેલી ગાથા ભવ્ય જીવોને ઉદ્દેશીને અને પછીની ચાર ગાથાઓ પ્રભુને ઉદ્દેશીને કહેલી છે. તેની વચનરચનામાં ક્યાંક પ્રભુને બહુવચનથી અને ક્યાંક એકવચનથી સંબોધ્યા છે તેમજ પોતાને માટે પણ ક્યાંક એકવચનનો અને ક્યાંક બહુવચનનો પ્રયોગ કર્યો છે. એટલે આ સર્વ બાલ-

તોને અંગે તેઓએ એકજ પ્રકારનો ક્રમ જાળવવાની જરૂર જોઈ નથી એમ જણાય છે. પરંતુ ભક્તિ ને સ્તુતિમાં એકવચન વાપરી શકાય છે, અને પોતાને માટે બહુવચન વાપર્યું હોય તો તે પોતાના જેવા ઘણાને ઉદ્દેશીને છે એમ સમજવું. ઢીલનું નિમિત્ત પણ પોતાની કર્તવ્યપરાયણતામાં ખામીરૂપ સમજવું.



પ્રભુની પાસે વગર વિલંબે સેવા-ફળની યાચના કરી પરંતુ તે વાત જ્યારે પ્રભુ સાથે અપ્રતિમ પ્રેમ હોય-ખરી મિત્રતા હોય ત્યારેજ બને તેથી તેને અંગે આ સ્તવનમાં પોતાનો ભાવ પ્રકટ કરે છે.-

## ૧૧ શ્રી શ્રેયાંસનાથસ્વામીનું સ્તવન.

તુમે બહુમિત્રી રે સાહેબા, મારે તો મન એક;
તુમ વિના બીજોરે નવિ ગમે, એ મુજ મ્હોટીરે ટેક.
શ્રી શ્રેયાંસ કૃપા કરો. ૧

ભાવાર્થ:—હે પ્રભુ ! તમે બહુ મિત્રવાળા છો ( પણ ) મારે મન તો આપ એકજ ( મિત્ર ) છો, તમારા વિના અન્ય ( દેવ) મને ગમતા નથી, એ મારી મ્હોટી ટેક છે ( માટે ) હે શ્રેયાંસ જિન ! ( મારા ઉપર ) કૃપા કરો ! ૧.

વિવેચન:—જીવમાત્રનું શ્રેય-કલ્યાણ કરનાર અગ્યારમા પ્રભુ-શ્રેયાંસનાથની સ્તુતિ કરતાં કર્ત્તા કહેછે. હે નાથ ! આપ બહુ મિત્રના પરિવારથી પરિવૃત્ત છો-આપને ઘણા મિત્રો છે-આપ ઘણા જીવોને મિત્રભાવે જૂઓ છો ! અનેક ભવ્યજનો આપની સ્વ

સ્વકલ્યાણાર્થે અનેક પ્રકારે મનસા, વાચા, કર્મણા સેવા, પૂજા, આ-રાધના, ભક્તિ, ધ્યાન અને સ્તુતિ કરતા સેવકરૂપે આપની હજુ-રમાં સદા હાજર રહેલા જોવામાં આવે છે, પણ મારે મન તો આપ એકજ મારા સાચા મિત્ર-હિતચિંતક છો ! જેમ પતિવ્રતા સ્ત્રીને આખા જગતમાં ગતિરૂપ, વિશ્રાંતિરૂપ અને આધારરૂપ તેનો પતિ એકજ હોય છે, તેનેજ તે પ્રાણથી અધિક અરે ! દેવતુલ્ય મ્હાય છે–માને છે, તેમ હે પ્રભુ ! આપ વિના અન્ય દેવ મને જરા પણ ઈષ્ટ–પ્રિય લાગતા નથી–ગમતાજ નથી ! અન્ય દેવ તો ઉલટા મારી સેવાભક્તિની આશા રાખેછે એમ જણાયછે, એટલે તેઓ મારી મ-નઃકામના તો શી રીતે પૂરી શકે? એવું તેમનામાં સામર્થ્યજ ક્યાં છે ? તેથી મેં તો તારક તરીકે આપ સમર્થનેજ સ્વીકાર્યા છે ! આ-પને મૂકીને અન્ય દેવને હું ક્યારે પણ આરાધવાનો નથી! આ મારી ખાસ હાર્દિક અને અચળ પ્રતિજ્ઞા છે–ટેક છે! જે પામર જનો અનેક પ્રકારની સાંસારિક આશાઓની પૂર્તિને માટે અનેક દેવોને સેવે છે, તેઓના ઇષ્ટ કાર્યની સિદ્ધિ થતીજ નથી ! માટે મોક્ષાર્થી જીવે પૂર્ણ પરીક્ષા કરીને જે સર્વ દોષ રહિત હોય તેવા એકજ સત્ય દેવને ત્રિકરણે પૂર્ણ શ્રદ્ધા રાખીને સેવવા જોઇએ. અન્ય દે-વોમાં કદાચ કોઈ પ્રકારનો ચમત્કાર જોવામાં આવે તોપણ તેથી મોહ પામવો ન જોઈએ. આવી ઉત્તમ દૃઢતાના ધારક કર્ત્તા પુરૂષ હોવાથી તેઓ જેમ હક્ક પ્રાપ્ત થયો હોય તેમ વિનતિ કરે છે કે હે શ્રેયાંસ પ્રભુ ! હવે તો આપે મારા ઉપર કૃપા કરવી જોઇએ! હવે આપ મારી ઉપેક્ષા કરો તે આપને ન ઘટે ! મારે શરણ કરવા યોગ્ય હવે આપજ છો! તેથી આપજ મારા પર કૃપાદૃષ્ટિ કરીને મને નિસ્તારો! ૧

---

**મન રાખો તુમે સવિ તણાં, પણ કીહાંએક મળી જાઓ !**
**લલચાવો લખ લોકને, સાથી સહેજ ન થાઓ.**
**શ્રી શ્રેયાંસ૦ ૨**

ભાવાર્થ:—સર્વ ( જનો ) ના મન આપ સાચવો છો પણ કોઇકની સાથેજ એકરૂપ થઇ જાઓછો, લાખો લોકોને આપ લલચાવો છો ( અને ) અલ્પ પ્રયાસથી આપ સાથેરહેનારા થતા નથી. ૨

વિવેચન:—હે પ્રભુ ! આપના વિચિત્ર વર્ત્તનનું હું શું વર્ણન કરૂં ! જેમ કોઈ ગૃહસ્થને ત્યાં ઘણા અતિથિ આવ્યા હોય તો તે દરેકને માન આપે–આદર સત્કાર કરે પણ તેમાં કોઇ પોતાનો ખાસ ઇષ્ટ જન હોય તો તેનુંજ ખૂબ સ્વાગત કરી, તેને મોકળા મનથી–ખુલ્લા હૃદયથી ગુપ્તમાં ગુપ્ત વાત હોય તે પણ જણાવી, તેની સાથે અભિન્નભાવે વર્ત્તે છે, તેમ હે પ્રભુ ! ઉપર ઉપરથી આપ દરેકનાં મન સાચવો છો, દરેકની સેવા સ્વીકારો છો, કોઇને આપ ખોટું લગાડતા નથી પણ જે કોઇ આપનો સાચો ભક્ત હોય તેની સાથેજ આપ અભેદભાવથી મળી જાઓ છો ! આવી રીતે પક્ષપાત કરવો એ આપ જેવા નિરાગીને ન ઘટે ! આપને તો બધા સરખાજ હોવા જોઇએ ! આની ભક્તિ સાચા અંત:કરણની છે કે આની ઉપરની છે તે આપે જોવુંજ ન જોઇએ! આપે તો મોટું દિલ રાખવું જોઇએ! વળી આપ લાખો લોકોને લલચાવો છો–આપની તરફ આકર્ષો છો–મ્હોટી મ્હોટી આશાઓ અને લાલચો આપો છો તેથી બિચારા અનેક જનો આપને રાત દિવસ સેવે છે, છતાં તે સર્વથી આપ તો સદા ભિન્નજ રહો છો પણ અલ્પ પ્રયાસથી તેના સાથી–સાથે રહેનારા થઇ જતા નથી. બહુ

બહુ પ્રયાસ કરવામાં આવે ત્યારે કોઇકને-લાખમાં એકનેજ લોટરીની ટીકીટ લાગી જાય તેમ, આપ પ્રાપ્ત થઇ શકો છો ! આવી સ્થિતિ હોવાથી મંદ વીર્યવાળા ઘણા આપને છોડી દે છે ! છેવટ સુધી તો કોઇક અપૂર્વ વીર્યવાન્ ભાગ્યશાળીજ ટકી રહે છે—આપને વળગી રહે છે ! આવા પ્રકારની સખ્ત કસોટી કરવામાં આપનો શો વિશિષ્ટ હેતુ રહેલો છે ? તે બાળ જીવો સમજી શકતા નથી. અમે તો બાહ્ય દૃષ્ટિવાળા છીએ તેથી ઉપરથીજ જોનારા છીએ અને આપ તો અંતઃકરણના જોનારા છો, તેથીજ અમારી ને આપની ધારણામાં અણધાર્યો ફેર પડે છે ! આ ગાથાથી ખાતાં પીતાં પ્રભુ મળી શકતા નથી—અલ્પ પ્રયાસે પ્રભુ સાધ્ય નથી પણ અપૂર્વ વીર્ય સ્ફુરાવવાથીજ એઓ પ્રાપ્ત થઇ શકે છે એટલે એઓ દુરારાધ્ય છે—એમને પ્રાપ્ત કરવાનું કાર્ય લોહાના ચણા ચાવવા જેવું અતિ વિકટ અને દુષ્કર છે, એમ કર્તાએ સૂચવ્યું છે. સુખશીળ મનુષ્યોએ આથી બહુ પ્રકારે ચેતવાનું છે એમ અત્ર ધ્વનિત થાય છે. ૨

---

રાગ ભરે જન મન રહો, પણ તિહું કાલ વૈરાગ;
ચિત્ત તુમારા રે સમુદ્રનો, કોઇ ન પામે રે તાગ.
શ્રી શ્રેયાંસ૦ ૩

ભાવાર્થ:—રાગથી ભરેલા લોકનાં મનને વિષે આપ વસો છો, છતાં પણ ત્રણે કાળ આપ વિરાગી રહોછો. ( આવા ) આપના ચિત્તરૂપ સમુદ્રનો કોઇ પાર પામી શકતું નથી. ૩

વિવેચનઃ—હે પ્રભુ ! ભક્તજનોના હૃદયમાં આપ પૂર્ણ રાગ-

વડે ધારણ કરાઓ છો. ભક્તજનો નિરંતર જાગૃતિ અને સુષુપ્તિ અવસ્થામાં આપનુંજ ધ્યાન ધરે છે એટલે પૂર્ણ રાગથી ભરેલા ભક્તજનના હૃદયમાં આપ સ્થિત થાઓ છો છતાં તે રાગની કિંચિત્ પણ આપને અસર થતી નથી! તે વખતે આપનું આંતર તપાસીએ તો ત્યાં તો સદા કાળ વૈરાગ્યજ–રાગરહિતતાજ જોવામાં આવે છે! આપની બાહ્ય અને આંતર સ્થિતિ એકરૂપ છે પણ તે મારા જેવા બાળ જીવોથી સમજાય તેવી નથી, તેથીજ હું કહું છું કે આપના હૃદયરૂપી સમુદ્રના તળને કોઇ સ્પર્શી શકતું નથી–કોઇ પણ તેનો પાર પામી શકતું નથી! લગભગ બીજી ગાથાની જેવીજ આ ગાથામાં પ્રભુની સ્થિતિ બતાવી છે! કહેવત છે કે જેની જેવી દૃષ્ટિ હોય તે તેવું જોઈ શકે. બાહ્યદૃષ્ટિથી જોનાર, પ્રભુને પોતાના જેવાજ ( રાગીજ ) જોઈ શકે, તેજ વખતે યોગી મહાત્માઓ દિવ્ય દૃષ્ટિવડે પ્રભુને સદાને માટે વિરાગી જોઈ શકે. જેને યથાર્થ દૃષ્ટિ પ્રાપ્ત થઇ ન હોય તે પ્રભુના સત્ય સ્વરૂપનું ચિંતન કરતાં મૂંઝાય એ તદ્દન વાસ્તવિક છે. પ્રભુના વાસ્તવિક સ્વરૂપને સમ્યગજ્ઞાન પ્રાપ્ત થયું હોય તોજ જાણી શકાય. આ ઉપરથી દરેક જીવે યથાર્થ–સમ્યગ્દૃષ્ટિ પ્રાપ્ત કરવી જોઈએ એમ અત્ર સૂચવ્યું છે. એની પ્રાપ્તિ થાય તોજ પ્રભુનું વાસ્તવિક સ્વરૂપ જાણી શકાય અને તેમ થાય ત્યારેજ તેમનું સમ્યગ્ રીતે આરાધન થઇ શકે! ૩

એવાશું ચિત્ત મેળવ્યું, કેળવ્યું પહેલાં ન કાંઈ;
સેવક નિપટ અબુઝ છે, નિર્વહેશો તુમે સાંઇ.

શ્રી શ્રેયાંસ૦ ૪

ભાવાર્થ:—એવા ( પ્રભુ ) ની સાથે ચિત્તને જોડ્યું, પણ

તે અઆઉ તેને કેળવ્યું નહીં. આ સેવક અત્યંત અજાણુ છે, (તેનો) હે પ્રભુ ! આપ નિભાવ કરશો ( એવી મને ખાત્રી છે). ૪

વિવેચન:—બીજી અને ત્રીજી ગાથામાં વર્ણન કરાયેલી સ્થિતિવાળા પ્રભુના સ્વરૂપચિંતનમાં ( બહુકાળ થયા અજ્ઞાન અને અવિવેકયોગે શુદ્ધ દેવની મને ઓળખાણ થઇ ન્હોતી તેથી ). આજે ચિત્તને સંલગ્ન—એકત્રિત કર્યું, પણ ખેદનો વિષય એ છે કે આજ સુધી મેં મારા ચિત્તને બીલકુલ કેળવ્યું નહીં તેથી મેં બહુ ગુમાવ્યું ! યથાર્થ દૃષ્ટિને અભાવે હું ખરા દેવને શોધી શકયો નહિ—ઓળખી શકયો નહિ ! મારી રાગી દ્વેષી દૃષ્ટિએ રાગી દ્વેષી દેવમાંજ દેવપણું માન્યું અને તેથી મને ઘણું નુકસાન થયું ! મારો આજ સુધીનો વખત કાંઇ પણ પ્રાપ્તિ વિના નિષ્ફળ ગયો ! એ હકીકત મને બહુ ખેદ ઉપજાવે છે ! કારણ કે જો મને સાચા દેવની ઓળખાણ વ્હેલી થઇ હોત તો આજ સુધીમાં તો મેં બહુ મેળવ્યું હોત ! પણ હવે તો ' गतं न शोचामि ' એ વાકયનો સ્વીકાર કરી ' જાગ્યા ત્યાંથી સવાર ' ગણી હું હવે મને ધન્ય કૃતાર્થ માનું છું, છતાં હજી પ્રભુ ! હું બહુ અબુધ છું ! હજી મારે આપની સમીપે આવતાં વચમાં બહુ માર્ગ કાપવાનો છે, વચ્ચે બહુ બહુ વિકટતા રહેલી છે, એ માર્ગનો હું તદ્દન અજાણ છું—મુદ્દલ ભોમીયો નથી તો તે વખતે મને આપની સહાયની જરૂર રહેશે જ! અત્યાર સુધી તો હું વિમાર્ગમાં અટવાયા કરતો હતો પણ હવે જ્યારે ખરે માર્ગે ચ્હડયો છું તો મને આશા છે કે આપ મારા ભોમીયા—માર્ગદર્શક જરૂર થશો અને મારો નિર્વાહ કરી મારી અજ્ઞાનાવસ્થા ઉદાર દીલથી ચલાવી લઇ મને આપની સમીપે લઇ જશો અથવા દૂર રહીને પણ મારામાં કોઇ અપૂર્વ શક્તિ મૂકશો—બળ પ્રેરશો કે જેથી હું પોતેજ નિર્વિઘ્નપણે આપને

પ્રાપ્ત કરી શકું! મને ખાત્રી છે કે હું જે આશા રાખું છું તેને આપ અવશ્ય ફળવતી કરશોજ! આપની દયાશીલતાનો મને પૂર્ણ ભરોસો છે! ૮

નિરાગીશું રે કિમ મિલે, પણ મળવાનો એકાંત!
વાચકયશ કહે મુજ મિલ્યો, ભકતે કામણ તંત.
શ્રી શ્રેયાંસ० ૫

ભાવાર્થ:—નિરાગીને કેમ મળી શકાય? પણ હું તો તેમને એકાંતે મળવાનો (મળીશ)! વાચક **યશ** કહે છે કે મને તો છેવટે ભક્તિરૂપ કામણવડે (આકર્ષણ કરવાથી) પ્રભુ મળ્યા! ૫

વિવેચન:—સંસાર વ્યવહારમાં રચી પચી રહેલા—સચી માચી રહેલા રાગી પ્રાણીઓ નિરાગી એવા પ્રભુને શી રીતે મળી શકે? એમને મળવું તે ખરેખરૂં મુશ્કેલ છે પણ હું તો જરૂર તેમને એકાંતે મળવાનો કેમકે રાગી પ્રાણીઓ પ્રભુને મળી શકતા નથી તે સંબંધમાં હું તો એમજ માનું છું કે એમાં આવડતનીજ ખામી છે! ખરેખરા ઉપાયથી અને ખરા દીલથી જો પ્રભુને મળવા માટે પ્રયત્ન કરવામાં આવે તો તેઓ અવશ્ય આપણને મળેજ એ નિ:સંશય છે! ભગવાન ભક્તાધીન છે એ વિવાદ વગરનું સત્ય છે તેથી ભક્તિરૂપ કામણ વડે પ્રભુને આકર્ષણ કરીને હું તો વ્હેલો કે મોડો પણ અવશ્ય મળવાનોમ! એમાં મને સંદેહજ નથી! આટલી બધી દૃઢતાથી હું એટલા માટે કહું છું કે, પોતાના ઉત્તમ ગુણોવડે જનસમૂહને આકર્ષનારા—સોભાવનારા અને કામ, ક્રોધ અને મોહાદિ મહાદોષોરૂપ ભાવશત્રુઓથી જનસમૂહનું રક્ષણ કરનારા એવા એ પ્રભુ, તેમની ભક્તિ કરવાથી—નિષ્કામ વૃત્તિ વડે સેવા કરવાથી મને તો કોઇ અંશે મળ્યાજ છે અને જે કોઇ અંશે

મળ્યા છે તે એકવાર સર્વાંશે પણ મળશે એવી મને ખાત્રી છે! જે જીવને સમ્યક્ત્વ પ્રાપ્ત થયું હોય અને તે દીર્ઘકાળ થયા ટકી રહ્યું હોય તે અવશ્ય થોડાકજ ભવમાં કર્મમળથી મુક્ત થઇ પ્રભુસ્વરૂપને પામે છે, એ આશય આ છેલ્લી ગાથામાં હોવાનું સંભવે છે. કર્ત્તા મહાપુરૂષને સમ્યક્ત્વ ગુણ પ્રાપ્ત થયો છે એમ આપણે પૂર્વે તેમના કથનથી જાણી શકયા છીએ અને હજી આગળ ઉપર પણ જાણશું. ૫

પૂર્વસ્તવનમાં પ્રાંતે પ્રભુને ભક્તિરૂપ કામણવડે આકર્ષીને મળવાનું જણાવ્યું છે તેજ હકીકતની પુષ્ટિ માટે આ સ્તવનમાં પ્રભુને કામણ કરવાની ઇચ્છા પ્રદર્શિત કરે છે.–

## ૧૨ શ્રી વાસુપૂજ્ય સ્વામીનું સ્તવન.

સ્વામી તુમે કાંઇ કામણ કીધું, ચિત્તડું હમારૂં ચોરી લીધું;
સાહેબા વાસુપૂજ્ય જિણંદા, મોહના વાસુપૂજ્ય જિણંદા.
અમે પણ તુમશું કામણ કરશું, ભકતે ગ્રહી મન ઘરમાં ધરશું,
સાહેબા૦ ૧

ભાવાર્થ:—હે સ્વામી! હે વાસુપૂજ્ય જિનેંદ્ર! હે મનમોહન વાસુપૂજ્ય પ્રભુ! (અમારા ઉ નમે કાંઇ કામણ કર્યું (અને) અમારૂં મન હરણ કરી લીધું! અમે પણ તમારી ઉપર કામણ કરશું (અને) ભક્તિવડે ( ) વશ કરી મનરૂપી ઘરમાં ધારણ કરશું! ૧

વિવેચનઃ—દેવ વડે પૂજવા યોગ્ય એવા બારમા પ્રભુનું સ્તવન કરતાં કર્તા પુરૂષ કહે છે. હે સ્વામી! હે વાસુપૂજ્ય જિનેશ્વર! હે સાહેબ! હે મોહ પમાડનાર વાસુપૂજ્ય પ્રભુ! અમે અમે ત્યાં હોઇએ તોપણ ત્યાંથી અમોને તમારી પાસે આવવાનું મન થાય છે! ગમે તેવી સ્થિતિમાં હોઇએ તોપણ તમારી વિસ્મૃતિ અમને ક્યારે પણ થતી નથી! નિરંતર સૂતાં, જાગતાં, ખાતાં, પીતાં અને બીજાં અનેક પ્રકારનાં કામ કરતાં અમે આપનેજ જોઇએ છીએ! આપનાજ મુખચંદ્રનું દર્શન કરી તદ્દગત સુધા—અમૃતનું પાન કરીએ છીએ! આ ઉપરથી અમને ચોક્કસ રીતે એમ લાગે છે કે આપે અમારા ઉપર કાંઇ કામણ તો કર્યું છે અને એમ (મેસ્મેરીઝમ) કરી અમારૂં ચિત્ત આપે ચોરી લીધું છે—કોઇ મંત્રવડે બાંધી લીધું છે! અમે તો ગુણીના દાસજ છીએ એટલે આપ વડે આકૃષ્ટ થવાથી અમે તો બહુ ખુશી છીએ, કારણ કે અમે તો સદા આપનું સામીપ્ય ઇચ્છતાજ હતા તેમાં આવી સ્થિતિ સ્હેજે પ્રાપ્ત થઇ તેથી અમે તો એટલાં અમારાં અહોભાગ્ય માનીએ છીએ! પણ હવે અમે એક કામ કરવા માગીએ છીએ અને તે એ કે આપની ઉપર અમે પણ કામણ કરશું અને આપને ભક્તિ વડે બાંધી લઇ મન રૂપી ઘરમાં સ્થાપન કરશું! આપને પણ એવી સ્થિતિની પ્રાપ્તિ તદ્દન અનુકૂળ છે! માત્ર આપ એટલુંજ જોવાવાળા છો કે આ ભક્તજનના હૃદયમાં ખરી ભક્તિ છે કે નહિ! જો ત્યાં ખરી ભક્તિ દેખો તો આપ તુરત—વગર વિલંબે એવા હૃદયને આપના વાસગૃહ તરીકે પસંદ કરો—સ્વીકારો! આપનો એવો સ્વભાવ છે એ અમે જાણીએ છીએ!

મન ઘરમાં ધરીયા ઘર શોભા, દેખત નિત્ય રહેશો થિર થોભા;
મનવૈકુંઠ અકુંઠિત ભકતે, યોગી ભાખે અનુભવ યુક્તે.

સાહેબા૦ ૨

ભાવાર્થ:—મનરૂપી ઘરમાં ધારણ કરાયેલા ( આપ તે ) ઘરની સુંદરતા જોઇ નિરંતર ( ત્યાં ) વાસ કરીને સ્થિર થશે! અસ્ખલિત ભક્તિવાળું મન તેજ વૈકુંઠ છે! એમ યોગીજને પોતાના અનુભવથી કહે છે ૨

વિવેચન:—ઉપર કહ્યા મુજબ જ્યારે આપ એક વાર મારા મન રૂપી ઘરમાં આવશો એટલે પછી તે ઘરની શોભા-સુઘડતા ભક્તિથી ભરપૂરતા જોઇને આપ સદાને માટે ત્યાં મુકામ કરી ટકીને રહેશો! વીરવિજયજી મહારાજે પણ પ્રભુને મન મંદિરમાં પધારવા આ પ્રમાણે વિનતિ કરી છે! આપણે ઘેર કોઈ સારો મેમાન આવવાનો હોય ત્યારે આપણે જેમ ઘરને વાળી ઝાડી સાફ કરી દરેક વસ્તુ વ્યવસ્થિત રીતે ગોઠવીએ છીએ અને આવેલ મેમાન જેમ ઘરની આવી સ્થિતિ જોઇ પ્રસન્ન થાય છે અને પોતાના થતા સારા સ્વાગત વડે ત્યાં વધારે સ્થિતિ કરવા ઈચ્છા કરે છે તેમ મનરૂપી મંદિરમાં આપને પધરાવવા ઇચ્છતા આ સેવકજને તેમાંથી અસરળતા-કપટ ભાવ, ભ્રમણતા-જ્યાં ત્યાં ભટકવાપણું આદિ મલિનતા-કચરો દૂર કરી તેને નિષ્કપટતા અને એકચિત્તતા આદિ સામગ્રીઓ વડે શણગારેલું છે. તેથી હવે તો આપે ત્યાં પધારવુંજ જોઇએ પ્રભુને પ્રાપ્ત કરવા ઇચ્છનારે માનસિક સ્થિતિ કેવી રાખવી જોઇએ? એનું બહુ સારૂં ચિત્ર કર્તાએ અહીં આલેખ્યું છે! મનની ભ્રમણશીલ સ્થિતિમાં દર્શન, સેવા, પૂજા, સામાયિક અને પ્રતિક્રમણ આદિ દરેક ધર્મકરણી કરનારે આ ઉપરથી બહુ ધડો લેવા યોગ્ય છે અને એવી સ્થિતિમાં કરેલી ધર્મકરણી પ્રાયઃ નિષ્ફળ થાય છે એ પણ સાથેજ સમજવા યોગ્ય છે! કર્ત્તા આગળ વધતાં કહે છે કે જો કોઇ પણ જાતના વિઘ્ન વગર મનની અંદર અકુંઠિત ભક્તિ અસ્ખલિત રીતે ચાલુ રહે અને પ્રભુના સ્વરૂપમાં લીન થવાયતોતે

મનજ વૈકુંઠ બની જાય અને આ દેહેજ મુક્તિસુખનો અનુભવ થાય ! કહ્યું પણ છે કે:—'મન ચંગા તો કથરોટમેં ગંગા' અને जा दव्वे होइ मई, अहवा तरुणीसु रूववंतीसु; ता जइ जिणवरधम्मे, करयलमज्झे ठिया सिद्धि. એટલે 'જેવી મતિ દ્રવ્યની પ્રાપ્તિમાં અથવા સ્વરૂપવતી તરૂણ સ્ત્રીની પ્રાપ્તિમાં હોય તેવી મતિ જો જિનેશ્વરના ધર્મનું આરાધન કરવામાં હોય તો કરતલ (હાથની હથેળી) માં મોક્ષ છે એમ સમજવું.' યોગીજનો પોતપોતાના અનુભવની યુક્તિથી એ પ્રમાણેજ કહે છે. એ બાબતને અંગે એક સરખો અનુભવ હોવાથી તેઓ ભિન્ન મતવાળા થતા નથી. માત્ર એટલુંજ કહે છે કે 'મનમંદિરને શણગારો એટલે તે વૈકુંઠ બની જશે અને પ્રભુ ત્યાં પધારશે!' ૨

---

**ક્લેશે વાસિત મન સંસાર, ક્લેશરહિત મન તે ભવપાર;**
**જો વિશુદ્ધ મન ઘર તુમે આવ્યા, પ્રભુ તો અમે નવનિધિ ઋદ્ધિ પાવ્યા. સાહેબા૦ ૩**

ભાવાર્થ:—ક્લેશે વાસિત મન તેજ સંસાર છે અને ક્લેશ રહિત મન તેજ ભવનો પાર છે, અર્થાત્ જ્યાં સુધી મન ક્લેશથી યુક્ત હોય ત્યાં સુધીજ સંસાર છે અને જ્યારે તેજ મન ક્લેશથી રહિત થાય ત્યારે ભવનો પાર પમાય છે. હે પ્રભુ ! જો આપ અમારા વિશુદ્ધ મનરૂપી ઘરને વિષે પધારો તો અમે નવનિધિની સંપત્તિ પામીએ. ૩

વિવેચન:—સંસાર અને મોક્ષનો તફાવત આ ગાથામાં બતાવ્યો છે. જ્યાં સુધી જીવને વિષે ક્રોધ, માન, માયા અને લોભરૂપ

કષાયો વર્ત્તે છે ત્યાં સુધી તે સંસારી જીવ કહેવાય છે. સંસારનું આદિ કારણ રાગ અને દ્વેષજ છે. દ્વેષમાં ક્રોધ તથા માનનો અને રાગમાં માયા અને લોભનો સમાવેશ થાય છે. અનુકૂળ વિષયોની પ્રાપ્તિથી પ્રસન્નતા થવી તે રાગ છે અને પ્રતિકૂળ વિષયોની પ્રાપ્તિથી અરૂચિ થવી તે દ્વેષ છે. જ્યારે એ કષાયોથી જીવ તદ્દન રહિત થાય છે ત્યારે તે સંસારી છતાં પણ સિદ્ધદશા અનુભવે છે. પછી તેને અનુકૂળ અને પ્રતિકૂળ વિષયોની પ્રાપ્તિ છતાં બન્નેમાં સમભાવ—એક સરખો આત્મિકભાવ ટકી રહે છે—સ્વાભાવિક રીતેજ બની રહે છે અને આયુષ્ય પૂર્ણ થયે એ જીવ મોક્ષે જાય છે. અત્ર ફલિતાર્થ એ છે કે મુમુક્ષુએ હરેક પ્રવૃત્તિ કષાયથી મુક્ત થવા અર્થેજ કરવી જોઇએ. બંધનું અને મોક્ષનું કારણ મનજ છે. કહ્યું છે કેઃ—**मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः** કર્ત્તા કહે છે કે હે પ્રભુ ! અમારૂં મન હવે કલેશવડે મલિન નથી—હવે તો તે કલેશથી રહિત થવાથી નિર્મળ છે તેથી જો આપ કૃપા કરી અમારા એ વિશુદ્ધ મનરૂપી ઘરમાં પધારો તો અમને જાણે અષ્ટમહાસિદ્ધિ અને નવનિધાનની પ્રાપ્ત થઈ એમ અમે માનીએ. જો કે અમે તો એમ માનીએજ છીએ કે અમારૂં મન વિશુદ્ધ છે તથાપિ જ્યાં સુધી આપનું તેમાં પધારવું થયું નથી ત્યાં સુધી અમને શંકા રહ્યા કરે છે—ખાત્રી થતી નથી કે અમારૂં મન વિશુદ્ધ છે કે અવિશુદ્ધ! અને એ શંકાથી હૃદય બળ્યા કરે છે. માટે અમારી આ સ્થિતિ દૂર કરવા માટે આપ સત્વર પધારો એટલે અમારી ડામાડોળ સ્થિતિ દૂર થાય અને અમોને શાંતિ થાય. પછી અમે હિંમતવાન—ઉત્સાહિત થઇ જશું અને મોક્ષ ભણીના અમારા પ્રયાણમાં ત્વરાથી આગળ વધશું. ૩

---

**સાત રાજ અળગા જઇ બેઠા, પણ ભગતે અમ મનમાંહે પેઠા;
અળગાને વળગ્યા જે રહેવું, તે ભાણાખડખડ દુઃખ સ્હેવું.
સાહેબા૦ ૪**

ભાવાર્થ—( આપ અહીંથી ) સાત રાજ છેટે જઇ બેઠા છો પણ ભક્તિવડે અમારા મનમાં પેઠા છો, છેટે રહેલાને જે વળગતુ રહેવું તે ભાણાખડખડનું દુઃખ સહન કરવા જેવું છે. ૪

વિવેચનઃ—હે પ્રભુ! આપ અમે રહીએ છીએ ત્યાંથી સાત-રાજ જેટલે છેટે જઈ રહ્યા છો છતાં અમે જ્યારે બહુમાન પૂર્વક એકાગ્રપણે આપનું સ્મરણ કરીએ છીએ ત્યારે અમારા મનમાં આવી શકો છો. ઘણી વખત અમે આપનું દર્શન કરવાને ઇચ્છી-એ છીએ ત્યારે અમને આપ બહુ દૂર લાગો છો તેથી નિરાશા થાય છે કે અમે આપનું દર્શન કેમ કરી શકશું! છતાં કોઇવાર આંત-રિક દિલાસો પણ મળે છે કે શી ફીકર છે! પ્રભુની એક ચિત્તે ભ-ક્તિ—ઉપાસના કરશું એટલે પ્રભુ આપણી સમીપમાંજ છે એમ જ-ણાશે! આ પ્રમાણે નિરાશા અને આશામાં ચિત્તની ડોલાયમાન સ્થિતિ રહેતાં કોઇ વખતે એમ લાગે છે કે જે બહુ દૂર રહેલા હોય તેમને પરાણે વળગતા જવું તે ક્ષુધા લાગી હોય, જમવા બેઠા હો-ઇએ અને પીરસવાને વાર થતી હોય તે વખતે જેવો કંટાળો આવે તેના જેવુ છે. (આનું નામ ભાણાખડખડ કહેવાય.) તો હે કૃ-પાળુ! આવું દુઃખ અમારે હવે પછી સહન કરવું ન પડે એટલા માટે આપ અમારા વિશુદ્ધ મનરૂપી ઘરમાં પધારો અને અમ-ને દર્શનનું સુખ આપો! ૪

ધ્યાતા ધ્યેય ધ્યાન ગુણ એકે, ભેદ છેદ કરશું હવે ટેકે;
ક્ષીર નીર પરે તુમશું મળશું, વાચકયશ કહે હેજે હળશું,
સાહેબા૦ ૫

ભાવાર્થ:—ધ્યાન કરનાર ( ધ્યાતા ), જેનું ધ્યાન કરવામાં આવે તે ( ધ્યેય ) અને ધ્યાન એ ત્રણની એકતા થવાવડે અમારા તમારા વચ્ચે જે ભેદ છે તેનો હવે નાશ કરશું અને દૂધ અને પાણીની પેઠે આપની સાથે મળી જશું ( અને છેવટે ) વાચક યશ કહે છે કે (આપના સાથે) સ્નેહથી એકરૂપ થશું. ૫

વિવેચન:—ધ્યાન કરનાર જેનું ધ્યાન ધરે તેના જેવો થાય ત્યારે ધ્યાનની ક્રિયા પૂર્ણ થાય છે. વાચકયશ પ્રભુને કહે છે કે હે પ્રભુ! હવે જ્યારે આપ અમારા મનમંદિરમાં પધારશો ત્યારે અમે ઉત્સાહથી આપને પૂર્ણ અંશે મળવાના કાર્યમાં આગળ વધશું. અડગ શ્રદ્ધાથી એ મુજબ પ્રયાણ કરતાં અનુક્રમે આગળ વધતાં અમે ધ્યાતાની સ્થિતિમાંથી મુક્ત થઇ ધ્યેયસ્વરૂપ બની જશું એટલે અમારી ધ્યાન કરવાની માનસિક ક્રિયાનો અંત આવશે. આ પ્રમાણે ધ્યાતા, ધ્યેય અને ધ્યાન એ ત્રણની એકતાવડે અમે આપની અને અમારી વચ્ચે રહેલા ભેદનો ( અંતરનો ) નાશ કરશું. પછી દૂધ અને પાણી જેમ એકમેક થઇ રહે છે તેમ અમે આપના સ્વરૂપમાં લીન થશું અને પરિણામે અમે આપના સ્વરૂપ સાથે પૂર્ણ પ્રેમથી રમણતા કરશું. આ સ્તવનમાં પ્રભુ મનમંદિરમાં પધારે એમ જે લખ્યું છે તે અમુક અંશે પ્રભુના સ્વરૂપનું ભાસન થવા રૂપ–ચોથા ગુણસ્થાન પછીના ગુણસ્થાનો સ્પર્શવારૂપ સમજવું અને ત્યાંથી ચ્હડતાં ચ્હડતાં તેરમું અને છેવટ ચૌદમું ગુણસ્થાન

પ્રાપ્ત કરીઃ પરિણામે મોક્ષપુરીમાં વાસ કરવો એવો ક્રમ આ સ્તવનમાં સૂચવેલો જણાય છે.

---

ગતસ્તવનમાં પ્રભુ સાથે ભેદનો છેદ કરીને એક રૂપે મળી જવા જણાવ્યું, તે પ્રમાણે પ્રભુનો મેળાપ થવાથી હવે તેમની સેવા કરવાનો અવસર ન ચૂકવા માટે આત્માને હિતશિક્ષા આપવા પૂર્વક પ્રભુની સ્તવના કરે છે.—

# ૧૩ શ્રી વિમલનાથસ્વામીનું સ્તવન.

**સેવો ભવિયાં વિમલ જિણેસર, દુલ્લહા સજ્જન સંગાજી;**
**એવા પ્રભુનું દરિશન લેવું, તે આળસમાંહે ગંગાજી. સેવો૦ ૧**

ભાવાર્થઃ—હે ભવ્યજનો ! ( તમે ) વિમળ જિનેશ્વરને સેવો ! ( કારણ કે ) સજ્જનનો સંગ થવો દુર્લભ છે અને આપણને જે એવા પ્રભુના દરિશનની પ્રાપ્તિ થવી તે આળસમાં રહ્યા છતાં ( થોડે પ્રયાસે ) ગંગાજી ( ની પ્રાપ્તિ તુલ્ય જાણવું.) ૧

વિવેચન:—જેમને નિર્મળ જ્ઞાનાદિક વર્તે છે અને કર્મમળથી રહિત થઇ જેઓ નિર્મળ થયા છે એવા તેરમા પ્રભુની સ્તુતિ કરતાં કર્ત્તા પુરૂષ કહે છે. હે ભવ્યજનો ! તમે વિમલનાથપ્રભુની સેવા, પૂજા તથા આરાધના કરો, કારણ કે સંત પુરૂષોનો સમાગમ થવો એ બહુ મુશ્કેલ છે–કોઇ પૂર્વ પુન્યનો ઉદય હોય તોજ તે થઇ શકે છે. સંસારમાં કુસંગતિ યોગે અનાદિકાળથી આ જીવ અનેકધા ભ-

મણ કરતો રહ્યો છે તેને ઉત્તમ સંગતિની બહુ જરૂર છે. તે જો ન મળે તો જીવની દુર્દશા કોઈ રીતે દૂર થાય તેમ નથી. સત્સંગતિનો પ્રભાવ અલૌકિક છે. અત્ર ભવ્ય જીવોને ઉદ્દેશીનેજ કર્તાએ આ સૂચન કરેલું છે, કારણ કે અભવ્ય જીવોને એવી સૂચના કરવાથી કોઈપણ પ્રકારનું પારમાર્થિક ફળ સંભવતુંજ નથી. સજ્જનનો યોગ, તેના વચનમાં પ્રતીતિ અને તેના કથન અનુસાર અનુસરણ એ સર્વ ભવિષ્ય સુધરવાનું હોય તોજ થાય છે, અન્યથા તે બહુ દુર્લભ છે એ આપણે ઉપર વિચારી ગયા છીએ, તે જે જીવ સમ્યક્ત્વની પ્રાપ્તિની સામગ્રીથી બહુ છેટે હોય તેને અક્ષરશ: લાગુ પડે છે, પણ આપણને તો કોઇ મહા પુન્ય યોગે આર્ય દેશ, ઉત્તમ કુળ, આરોગ્ય અને ધર્મ શ્રવણનો યોગ વગેરે સામગ્રીની પ્રાપ્તિ થઈ છે એટલે પ્રભુનું દર્શન મળવું એ આપણને બહુ મુશ્કેલ નથી. આપણે તો હવે થોડોજ પ્રયાસ કરવાની જરૂર છે. જેમ આળસુ માણસ, ગંગાજી ગયા વગર, કોઇ સુયોગે જ્યાં પોતે રહેતો હોય તેટલામાં નજીકજ ગંગાજી પ્રકટે અને તે ગંગામાં સ્નાન કરીને પવિત્ર થાય એટલે વગર પરિશ્રમેજ તેને ગંગાજી મળ્યા ગણાય, તેમ આપણને પણ પ્રભુના દર્શન થયા છે તો હવે તેમની સેવા કરવાનીજ જરૂર છે. તે કરવામાં આવે તો સમ્યગદર્શન પ્રાપ્ત થવામાં સુલભતાજ છે. સમ્યક્ત્વની પ્રાપ્તિ થયા અગાઉ જીવ યથાપ્રવૃત્તિકરણ કરીને અપૂર્વકરણે પહોંચ્યો હોય અને ગ્રંથીભેદ કરવાની તૈયારીમાં હોય તે વખતની સ્થિતિ આ ગાથામાં વર્ણવી હોય એમ સમજાય છે. ૧

---

**અવસર પામી આળસ કરશે, તે મૂરખમાં પહેલોજી;**
**ભૂખ્યાને જેમ ઘેવર દેતાં, હાથ ન માંડે ઘેલોજી. સેવા૦ ૨**

ભાવાર્થ:—અવસર પ્રાપ્ત થાય તે વખતે જે આળસ કરે તે મૂર્ખશિરોમણિ ગણાય, જેમ ભૂખ્યા માણુસને ઘેવર આપવા જતાં (જે) ઘેલો હોય તેજ હાથ ન ધરે તેમ. ૨

વિવેચન:—ગામ બહાર ગંગાજી પ્રકટે પણ ત્યાં જવા જેટલો શ્રમ ન ઉઠાવાય, વૃક્ષ ઉપર ફળ પરિપક્વ થયેલું હોય પણ તેને તોડીને ખાવા જેટલી પણ મહેનત ન થાય અને ભૂખ્યા માણસને કોઇ દયાળુ પુરૂષ સુંદર ઘેવર આપવાનું કરે તે વખતે તે અક્કલહીન માણસ હાથ પણ લાંબો ન કરે, એના કરતાં બીજી કઇ મ્હોટી મૂર્ખતા હોઇ શકે એ સમજવું મુશ્કેલ નથી. તેજ મુજબ સમ્યગ્દર્શન પ્રાપ્ત કરવાનો વખત પ્રાપ્ત થયા છતાં આળસ—પ્રમાદ કરવામાં આવે-જરા જેટલો પણ ઉદ્યમ સેવવામાં ન આવે તો થોડીજ મહેનતે ઘણો લાભ મળતો હોય તે અટકી જાય, મળેલી તક ચાલી જાય, ફરી એવી તક મળવી દુર્લભ થાય અને છેવટે ઘણો પરિતાપ થાય એમાં લેશ પણ ખોટું નથી. આવી રીતે પ્રમાદ કરનારને આપણે મૂર્ખશિરોમણિનું ઉપનામ આપીએ તો તેમાં જરા પણ અત્યુક્તિ કે અવાસ્તવિકતા નથી. ધાર્મિક કાર્યો કરવામાં આજ કરશું ! પાંચ દિવસ પછી કરશું ! વૃદ્ધાવસ્થામાં કરશું ! હાલ શી ઉતાવળ છે ! એમ વાયદા કરી અમૂલ્ય સમય ગુમાવનાર પામર જીવો, જ્યારે અચિંત્યા કૃતાંતના હાથમાં સપડાઈ જાય છે ત્યારે તે વખતે તેઓને બહુ પશ્ચાત્તાપ થાય છે, બહુ ત્રાસ પણ થાય છે પણ તે બહુ મોડો થયો હોય છે તેથી તે વખતે તેનો કાંઈ પણ ઉપાય થઇ શકતો નથી અને માઠી ગતિના ભાજન થવુંજ પડે છે, માટે આત્માર્થી જીવોએ પ્રમાદનો જેમ બને

તેમ પરિહાર કરી સ્વહિત કરવામાં વગર વિલંબે ઉદ્યમવંત થઈ જવું જોઇએ, એવો આ ગાથાનો આશય છે. ભાગ્યવંત જીવોજ સુખે આત્મહિત સાધી શકે છે અને તેઓને પસ્તાવાનો વખતજ આવતો નથી. ૨

---

ભવ અનંતમાં દરિશન દીઠું, પ્રભુ એહવા દેખાડેજી;
વિકટ પંથ જે પોળી પોળીયો, કર્મવિવર ઉઘાડેજી. સેવો૦ ૩

ભાવાર્થ:—અનંત ભવ ગયે થકે (આજે) પ્રભુનું દર્શન પ્રાપ્ત થયું તે આ સંસારના વિકટ પંથમાં ભમતાં ભમતાં જૈનશાસનરૂપ મંદિરની પોળ (દરવાજો) કર્મવિવર (નામે) દ્વારપાળ ઉઘાડે ત્યારે તેમનું દર્શન થાય અર્થાત્ તે દ્વારપાળ દ્વાર ઉઘાડીને પ્રભુને *દેખાડે. ૩

વિવેચન:—અનંત ભવ થયા હું સંસારઅટવીમાં ભ્રમણ કરતો હતો અને દર્શનની પ્રાપ્તિ માટે પ્રયાસ કરતો હતો, છતાં એ પ્રયત્ન શાસ્ત્રસંમત ન હોવાથી અને અદ્યાપ દર્શનની પ્રાપ્તિ થઇ ન્હોતી, તે આજે આવા સમર્થ અને કૃપાળુ પ્રભુની પૂર્ણ મહેરબાનીથીજ થઈ અર્થાત્ પ્રભુનું દર્શન થયું. જૈનશાસનરૂપ મંદિરમાં પ્રભુ સાક્ષાત્ વિરાજે છે, તે મંદિરના કર્મવિવર નામે દ્વારપાળે જ્યારે તેની પોળ ઉઘાડી આપી ત્યારે પ્રભુનું દર્શન થયું. આ સંસારના વિકટ પંથમાં જીવ જ્યારે સમ્યકૃત્વની પ્રાપ્તિ કરવાનો હોય છે ત્યારે તેને ભવિતવ્યતાના યોગે આયુષ્ય વિના સાત કર્મની સ્થિતિ કિંચિન્ન્યૂન એક કોડાકોડી સાગરોપમ જેટલી શેષ રહે છે તે વખતે તેને યથાપ્રવૃત્તિકરણ પ્રાપ્ત થાય છે. સમ્યકૃત્વની

---

*જૂઓ ઉપમિતિ ભવપ્રપંચ પીઠબંધ ભાષાંતર પૃષ્ઠ ૧૫.

પ્રાપ્તિમાં શુભ અધ્યવસાય રૂપ આ પહેલી સ્થિતિ છે. બાદ તે જીવ અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભ અને મિથ્યાત્વ, મિશ્ર અને સમ્યક્ત્વ મોહનીય એ સાત પ્રકૃતિરૂપ દૃઢ બંધનને અપૂર્વ વીર્ય યોગે ભેદી–છેદી નાંખે છે તે વખતે તે જીવને જે અપૂર્વ અધ્યવસાય-પરિણામ આવે છે તેને અપૂર્વકરણ કહે છે. યથાપ્રવૃત્તિ કરણ તો અભવ્ય જીવને પણ અનંતીવાર આવે છે પણ ઉપરોક્ત સાત પ્રકૃતિરૂપ વિકટ ગ્રંથીનો ભેદ કરવાનો તેમનામાં સ્વભાવ ન હોવાથી તેઓ ત્યાંથી પાછા ફરે છે. આ ભાવ આ ગાથામાં કહેલો છે. કર્ત્તા મહાશયને પ્રભુની અપ્રતિમ કૃપાવડે એટલી કાર્યસિદ્ધિ થયેલી છે એટલે તેમને તે (દર્શનની પ્રાપ્તિ) સુલભ લાગી છે અને તેથીજ ભવ્યજીવોને એની પ્રાપ્તિ થાય એ અર્થે ભાવદયાપૂર્વક એઓ ઉપદેશ આપે છે. પ્રભુની કૃપાથીજ પોતાને એ પ્રાપ્તિ થઇ એમ પ્રતીત થયા પછી તેઓ ભાર દઇને નિડરપણે કહે છે કે આવા વિમળ પ્રભુ વિના અન્ય કોઇપણ એ ગુણ પ્રાપ્ત કરાવવા સમર્થ નથીજ! પ્રભુ પ્રત્યે આ એમનો અવિચ્યુત ભક્તિભાવ અને અડગ શ્રદ્ધાજ ગણાય અને તેને સમ્યક્ત્વ પ્રાપ્તિના ખાસ ચિન્હ રૂપે લેખી શકાય! ૩

---

## તત્ત્વપ્રીતિકર પાણી પાએ, વિમલાલોકે આંજીજી;
## લોયણગુરૂ પરમાન્ન દીએ તવ, ભ્રમ નાંખે સવિ ભાંજીજી.
## સેવો૦ ૪

ભાવાર્થ:—(તે પછી) લોચનગુરૂ (ધર્મબોધકર મંત્રી અનાદિનો મિથ્યાત્વવ્યાધિ દૂર કરવા માટે) તત્ત્વપ્રીતિકર નામે પાણી પાય, વિમલાલોક (નામે અંજનથી) લોચન આંજે અને

પછી મહાકલ્યાણ નામે પરમાન્ન આપે (એમ કરીને) સર્વ (મિથ્યાત્વ રૂપ ખોટી માન્યતા) ભ્રમ ભાંગી નાંખે ૪

વિવેચન:—કર્મવિવર નામનો દ્વારપાળ જ્યારે જૈનશાસનરૂપ મંદિરની પોળ ઉઘાડે અને જીવ તેમાં પ્રવેશ કરે, ત્યારે ત્યાં તેને ઉપકારી ગુરૂ મળે. તેઓ તેને શુદ્ધ શ્રદ્ધારૂપ તત્ત્વપ્રીતિકર નામે પાણી પાય, બાદ સમ્યગ્જ્ઞાન રૂપ વિમલાલોક નામે અંજન તેના નેત્રમાં આંજે અને તે પછી તેને સમ્યક્ ચારિત્રરૂપ મહાકલ્યાણ નામે પરમાન્ન (ક્ષીર)નું ભોજન કરાવે એટલે તેને રત્નત્રયની પ્રાપ્તિ થાય અને તેનો સર્વ પ્રકારનો વિપર્યાસ ભાવ દૂર થાય. આ ગાથામાં જે ભાવ ભરવામાં આવ્યો છે તે ઉપમિતિ ભવપ્રપંચા કથામાં આપેલા એક ભિક્ષુકના દૃષ્ટાંતને બરાબર અનુસરતો છે. તે દૃષ્ટાંત સંક્ષેપમાં આ પ્રમાણે છે. "એક ભિક્ષુક (મોહમૂઢ સંસારી જીવ) પોતાના પાત્રમાં (અનાદિમિથ્યાત્વ યોગે પૌદ્ગલિક ભાવમાં રમણતારૂપ) કદન્ન–ખરાબ અન્ન લઇને બેઠો હતો. તે ભિક્ષુકને પોતાની પાસેના અતિ કુત્સિત અન્ન ઉપર બુદ્ધિની વિકલતાને લીધે અત્યંત સારાપણાની બુદ્ધિ હતી. તે ભિક્ષુક ફરતો ફરતો સર્વજ્ઞશાસનરૂપ મંદિરના દરવાજા પાસે આવ્યો. ત્યાં કર્મવિવર (કર્મ માર્ગ આપે, રસ્તો કરી આપે તે રૂપ) નામે દ્વારપાળ રહે છે તેણે પેલા ભિક્ષુકની યોગ્યતા જાણીને તે મંદિરનું મજબૂત દ્વાર ઉઘાડ્યું. ભિક્ષુક અંદર ગયો. ત્યાં તેને સર્વજ્ઞ પ્રભુનું સામાન્ય દર્શન થયું અને ત્યાં તેને એક દયાળુ ગૃહસ્થ (ધર્મબોધકર મંત્રી) મળ્યા. તેઓએ તેને સમજાવ્યો, દિલાસો આપી શાન્ત કરી વિશ્વાસ બેસાડ્યો; પછી પ્રથમ તેનો અનાદિવ્યાધિ મટાડવા માટે જળ પાયું, અંજન આંજ્યું અને પરમાન્ન ખવરાવ્યું એટલે ભિક્ષુક સ્વસ્થ થયો અને તેને તેમના વચન ઉપર વિશેષ વિશ્વાસ બેઠો-મારા એકાન્ત હિતેચ્છુ આ ગૃહસ્થ છે એમ તેને લા-

ગ્યું, તેને ખરા તત્ત્વપર પ્રીતિ થઇ, તેનો અજ્ઞાનરૂપી નેત્રદોષ દૂર થયો અને મિથ્યાભાવમાં રમણ કરવારૂપ મોહ દૂર ટળી જતાં તેણે કુત્સિત અન્નવાળું પોતાનું પાત્ર દૂર ફેંકી દીધું એટલે તેને પરિણામે તે સુખી થયો.” આ દૃષ્ટાંતનો ઉપનય સુગમ છે તેથી તેનો અહીં વિસ્તાર કર્યો નથી. અપૂર્વકરણ પછી આગળ વધતાં તેથી પણ વિશુદ્ધ અધ્યવસાય જીવને પ્રાપ્ત થાય છે તેને અનિવૃત્તિકરણ કહે છે. એ કરણની પ્રાંતે જીવ સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે અને ત્યાર પછી તે જે જે ક્રિયાઓ કરે છે તે તે તેને યથાર્થ રીતે મોક્ષ ફળ આપનારી થાય છે. રત્નત્રય પ્રાપ્ત કરવાની આજ સ્થિતિ–આજ સ્વરૂપ છે, એથીજ જીવની ખરી કાર્યસિદ્ધિ થાય છે. આ પ્રમાણે સમકિત પામવાથી અનાદિ કાળથી ચાલી આવેલી હઠવાસના જીવ છોડી દે છે અને તેનો અવસ્તુમાં વસ્તુનો આરોપ કરવારૂપ ભ્રમમાત્ર નાશ પામે છે. મૂળમાં ‘ભ્રમ નાંખે સવિ ભાંજીજી’ એમ છે તેનો અર્થ ‘સમકિત પામવાથી મિથ્યા ભ્રમ સર્વ ભાંગી જાય’ એમ સમજવો. ૪

---

**ભ્રમ ભાંગ્યો તવ પ્રભુશું પ્રેમે, વાત કરૂં મન ખોલીજી;**
**સરળતણે જે હઇડે આવે, તેહ જણાવે બોલીજી. સેવો૦ ૫**

ભાવાર્થ:—( ઉપર જણાવ્યા પ્રમાણે મારો ) ભ્રમ ભાંગ્યો એટલે ( હવે હું ) પ્રભુ સાથે પ્રેમથી મન ખોલીને વાત કરૂં છું ( કરી શકું છું ). સરળ ( ચિત્તવાળા ) ને જે જે ( હકીકત ) સાંભરી આવે તે તે ( તે ) બોલીને જણાવે ( એવો વ્યવહાર છે. ) ૫

વિવેચન:—ઉપર દર્શાવેલા–વર્ણવેલા ક્રમ પ્રમાણે મારા સુભાગ્યથી મિથ્યાપદાર્થમાં મૂંઝાવારૂપ ભ્રમનો નાશ થયો એટલે

હવે હું પ્રભુ સાથે પૂર્ણ પ્રેમથી એકાંતમાં હૃદય ખોલીને-કોઇ પણ જાતના સંકોચ વગર ગોષ્ટિ કરી શકું છું. એટલે અંશે પ્રભુ અને મારી વચ્ચેનો ભેદ ટળ્યો છે. પ્રભુનો ઉપકાર મેં જાણ્યો છે અને તેથી તેમના ઉપર મને અવિહડ પ્રેમ-ભક્તિભાવ જાગ્યો છે તથા મારી દૃષ્ટિ નિર્મળ થવાથી ( હું સમ્યગ્દૃષ્ટા થયો તેથી ) મને પ્રભુનું સ્વરૂપ યથાર્થ ભાસ્યું છે, તેમની નિઃસ્વાર્થ કૃપા મને હૃદયગોચર થઈ છે અને મારાં દિવ્ય દૃષ્ટિનાં દ્વારો ખુલી ગયાં છે-એટલે કોઇ પણ પ્રકારનું એ દૃષ્ટિને આવનારૂં આવરણ ન હોવાથી મને એમની સાથે હૃદય સંકોચ રહે એવું કારણ રહ્યું નથી. નિષ્કપટ ભાવવાળો મનુષ્ય પોતાને જે જે હકીકત હૃદયમાં સ્ફુરે તે તે સરળપણે પોતાના સ્વામીને કહી દે છે-જણાવી દીએ છે અને તેનું કથન સરળ ભાવનું હોવાથી તેના સ્વામીને અરૂચિકર થઇ પડતું નથી. તેમ હું પણ હવે પ્રભુ પ્રત્યે જે જે વાતો-હકીકતો સરળ ભાવથી કહીશ તેથી પ્રભુની મારા ઉપર કૃપાજ વૃદ્ધિંગત થશે પણ તેમને માઠું તો લાગવાનુંજ નથી, કારણ કે માબાપ આગળ બચ્ચાંઓ જે જે બોલે છે તેથી માબાપનો બાળકો પ્રત્યે એકાંત સ્નેહજ ઉદ્ભવે છે-તેમને માઠું લાગવાનો તો અવકાશજ હોતો નથી ! ૫

---

શ્રી નયવિજય વિબુધ પય સેવક, વાચકયશ કહે સાચુંજી;
કોડી કપટ જો કોઈ દિખાવે, તોહિ પ્રભુ વિણ નવિ રાચુંજી.
સેવો૦ ૬

ભાવાર્થઃ—શ્રી નયવિજય પંડિતના ચરણસેવક વાચક યશ (એક) સત્ય ( હકીકત ) કહે છે કે જો કોઇ મને ક્રોડોગમે કપટ બતાવે તોપણ હું પ્રભુ વિના ( અન્ય કોઇમાં ) રાચું-મોહિત થાઉં નહિ (એ મારો નિશ્ચય છે) ! ૬

વિવેચન:—આ સ્તવનના રચયિતા મહાપુરૂષ અંતે-ઉપસંહાર કરતાં એક સત્ય ( જે તેમને હૃદયમાં પરિણમ્યું છે તે ) જાહેર કરે છે કે ઇંદ્રજાળ આદિ કોઇ પણ પ્રકારના મિથ્યા પ્રપંચથી કોઇ મને છેતરવા માગે-મારૂં મન ફેરવવા માગે તોપણ હું ભાર દઇને નિડરપણે અને અડગ શ્રદ્ધાથી કહું છું કે હવે પછી શ્રી વીતરાગ પ્રભુ વિના અન્ય કોઈ પણ દેવની પૂજા-સેવા-આરાધના હું કયારે પણ કરવાનોજ નહિ ! હૃદય પ્રેમથી ભરેલા આ ઉદ્દગારો સાચા સમ્યકૃત્વની પ્રાપ્તિ સૂચવે છે. એવા જીવને ધર્મરંગ અસ્થિમજ્જાએ પરિણત થયેલો હોય છે—એની રગેરગમાં ધર્મના અંગે અપૂર્વ વીર્યોલ્લાસ પ્રકટેલો હોય છે અને તેને યોગે તે આત્મોન્નતિના પ્રયાસમાં આવી પડતાં અનેક આવરણો-વિઘ્નો સ્વલ્પ પ્રયાસે દૂર કરી અલ્પકાળમાં ઇષ્ટ સ્થાનને-સિદ્ધિને પ્રાપ્ત કરી શકે છે. સુખ દુઃખ માત્ર કર્મનાજ વિપાકો છે એ હકીકતને માનનારા છતાં કેટલાએક જૈન ભાઇઓ જરા કષ્ટ કે આપત્તિ પ્રાપ્ત થયે ગભરાઈ જઇ-મનોબળને નબળું કરી-હિંમત ગુમાવી બેસી અન્ય ગમે તે દેવદેવી સંબંધી ગમે તે પ્રકારની માન્યતા સ્વીકારવા ( માનતા કરવા ) તૈયાર થઇ જાય છે અને તેમ કરીને પોતાના જૈનત્વને ભૂલી જાય છે એવાઓએ આ હકીકત ઉપરથી ધડો લઇ બહુ સમજવાનું છે. આવે વખતે માત્ર એટલુંજ ધ્યાનમાં રાખવું જોઈએ કે જો અમારો પુન્યોદય હશે તો કોઇ કાંઇપણ અપાય-કષ્ટ આપવા સમર્થ નથી અને પાપોદય હશે તો કોઇપણ-દેવદેવી પણ તેના ફળ-પરિણામને નિવારવા-રોકવા શક્તિમાન્ નથી. આમ વિચારી શ્રદ્ધામાં શિથલ ન થતાં ધર્મનું સવિશેષ સેવન કરવું કે જેથી અશુભનો ઉદય સર્વથી ટળી જાય. ૬.

—✻—

વિમળનાથ પરમાત્માના સ્તવનમાં છેવટે પરમાન્નના ભોજનથી ભ્રમ
ભાંગી જવાથી અર્થાત્ સમ્યક્ત્વ પ્રાપ્ત થવાથી મન ખોલીને
પ્રભુની સાથે વાત કરવાનું કહ્યું તો તેવી રીતે વાત કર્યા
અગાઉ પ્રથમ તેમની સાથે અભંગ રંગવાળી
મિત્રતા કરવી જોઇએ, તેથી પ્રભુ સાથે
તેવો રંગ લગાડવા માટે આ
સ્તવનમાં કહેછે.—

## ૧૪ શ્રી અનંતનાથસ્વામીનું સ્તવન.

શ્રી અનંત જિન શું કરો, સાહેલડીયાં,
ચોળ મજીઠનો રંગરે, ગુણવેલડીયાં;
સાચો રંગ તે ધર્મનો, સાહેલડીયાં,
બીજો રંગ પતંગરે, ગુણવેલડીયાં. ૧

ભાવાર્થ:—હે સન્મિત્રો ! ( તમે ) શ્રી અનંત પ્રભુ સાથે ચોળ મજીઠના જેવો ( પાકો ) રંગ ( રાગ ) કરો. હે ગુણના વેલારૂપ સજ્જનો ! ધર્મનો રંગ તે ખરો રંગ છે અને બીજો ( તે સિવાયનો) રંગ પતંગ[1] જેવો છે. ૧

વિવેચન:—અનંત કર્મોનો નાશ થવાથી જેમણે અનંત જ્ઞાનાદિક ગુણો પ્રાપ્ત કર્યા છે એવા ચૌદમા અનંતનાથ પ્રભુનું ગુણોત્કીર્તન કર્ત્તા ભવ્ય જીવો સમક્ષ કરે છે. મીઠાં વચનથી આમંત્રીને—

૧ કાચો રંગ ઉત્પન્ન કરનાર વસ્તુ વિશેષ.

સંબોધીને વાત્સલ્યભાવ પૂર્વક કહે છે કે હે બંધુઓ! તમે સાંસારિક પદાર્થો—ધન, કુટુંબ અને અનેક ભોગોપભોગ્ય વસ્તુઓ ઉપર અનાદિ કાળથી અપ્રશસ્ત રાગ રાખી રહ્યા છો તેને દૂર કરી આ અનંત પ્રભુ ઉપર પ્રશસ્ત અને ખરો—મોક્ષમેલાપક રાગ કરો! અને તે ચોળ મજીઠના રંગ જેવો દૃઢ કરો કે જે કોઇ પણ વખત જાય નહિ! મજીઠ માટે એમ કહેવાય છે કે તેનાથી રંગેલા વસ્ત્રને બાળી નાંખવામાં આવે તો તેની રાખમાં પણ તેનો રંગ ઉતરે છે.[1] પ્રભુ ઉપર કરેલો રાગ અસ્થિમજ્જાએ પરિણમેલો હોવો જોઇએ એમ આથી ફલિત થાય છે. ઉપર ઉપરથી રાગ રાખનારની કાર્યસિદ્ધિ પણ જેવી તેવીજ થાય છે. કર્ત્તા આગળ વધતાં કહે છે કે ખરેખરો રાગ જો કોઇ પણ હોય તો તે આત્મિક ધર્મનોજ છે. તે રાગ જો જીવને થોડા વખત પણ ટકી રહે તો તેને અનંત ભવભ્રમણ મટી જઇ પરિમિત સંસાર થઈ જાય છે. આત્મિક રંગ આવો છે ત્યારે બીજો—સાંસારિક પૌદ્ગલિક પદાર્થો ઉપરનો રંગ ખોટો છે—પતંગના રંગ જેવો છે, અર્થાત્ તે રંગ કાયમ રહેતો નથી—ક્ષણમાં ઉડી જાય છે—પલટાઇ જાય છે. પતંગ વસ્તુવિશેષ છે. તેનાથી કાચો રંગ બને છે. તે રંગ તડકો લાગવાથી પણ ઉડી જાય છે. તેમ પૌદ્ગલિક વસ્તુ ઉપરનો મોહ પણ કાયમ એક સરખો ટકતોજ નથી. તેમાં વારંવાર પલટનભાવ થયાજ કરે છે તેથી તેને પતંગના રંગની ઉપમા આપી છે. આ જીવ પ્રથમ એકલો હોય છે, પછી તે પરણે છે, પછી બાળબચ્ચાંવાળો થાય છે; એમ ક્રમે ક્રમે ઉપાધિઓ એટલી બધી વધતી જાય છે કે જ્યારે

૧ ચોળ એટલે વસ્ત્ર, તેના પર ચડાવેલા મજીઠના રંગ જેવા રંગ એમ પણ અર્થ થાય છે અથવા ચોળ મજીઠનું વિશેષણ છે. 'રાતી ચોળ જેવી' એમ કહેવાય છે તેથી ચોળ વસ્તુવિશેષ પણ સંભવે છે.

તેને વિવેક પ્રકટે છે ત્યારે એમ લાગે છે કે 'મેં એકલાપણાની જીંદગી છોડી હાથે કરીને ઉપાધિવાળી જીંદગી વ્હોરી લેવામાં મ્હોટી ભૂલ કરી છે!' પાછળથી તે પસ્તાય છે પણ તે પશ્ચાત્તાપ પ્રતિકારવગરનો હોય છે, તે મોડી જાગૃતિ છે એટલે પછી તરતમાં તેનો ઉપાય થઈ શકતો નથી. સાંસારિક રાગ માટે આટલું જણાવી ફરી ધર્મરાગનું માહાત્મ્ય ગાતાં કર્ત્તા કહે છે. ૧

ધર્મરંગ જીરણ નહિ, સા૦ દેહ તે જીરણ થાયરે, ગુ૦
સોનું તે વિણસે નહિ, સા૦ ઘાટ ઘડામણ જાયરે, ગુ૦ ૨

ભાવાર્થ:—ધર્મનો રંગ જીર્ણ થતો નથી, (તેના આધારભૂત) દેહ જીર્ણ થાય છે (પરંતુ જેમ) સોનું નાશ પામતું નથી, માત્ર ઘાટની મજુરીજ જાય છે. (એમ તેને માટે પણ સમજવું). ૨

વિવેચન:—ઉપર જણાવ્યા મુજબ ધર્મ સંબંધી જે સાચો રાગ જીવને ઉત્પન્ન થયેલો હોય તે પાકા રંગની જેમ કયારે પણ ઉડી જતો નથી, કેમકે એ રાગ ખરા અંતઃકરણનો હોય છે પણ ઉપર ઉપરનો-દેખાવ રૂપે હોતો નથી. એવો જીવ સમૂહ વચ્ચે ય કે એકાંતમાં હોય તોપણ ધર્મના પાલનને અંગે તેની મનોવૃત્તિ તથા આચરણ એક સરખુંજ હોય છે. દંભી મનુષ્યો બહુ મનુષ્યોની હાજરી વચ્ચે જે ક્રિયાવિધિ સાચવે છે, જે વૈરાગ્ય બતાવે છે, તે સ્થિતિ તેઓ જ્યારે એકલા પડ્યા હોય ત્યારે લગભગ નહિ જેવીજ દેખાય છે. તેવાઓ ક્રિયાના ખરા ફળના ભાગી થઇ શકતા નથી, પણ સાચા ધર્મી માણસો શાસનપ્રેમી અને આત્મરસિક હોય છે તેથી તેઓનો ધર્મરંગ સદાને માટે જેવોને તેવોજ બન્યો રહે છે, તે એટલે સુધી કે કદાચ તેઓનો દેહ નાશ

સામે પણ ધર્મના રંગમાં ફેરફાર થતો નથી. ગજસુકુમાલ અને મેતાર્યાદિ મુનિવરોની જેમ મરણાંત કષ્ટ પ્રાપ્ત થાય તોપણ તેઓનો ધર્મરંગ જરા પણ ક્ષીણ થતો નથી પણ ઉલટો અપૂર્વ વીર્યના ઉલ્લાસવડે અત્યંત વૃદ્ધિંગત થઇને તેઓને પરમપદમાં લઈ જાય છે! આ ખરા ધર્મરંગનું સ્વરૂપ છે. આના સમર્થનમાં કવિ દૃષ્ટાંત કહે છે કે સોનું હોય તેનો અલંકાર ઘડાવ્યો હોય અને તેને અગ્નિમાં નાંખ્યો હોય એટલે તેને દેહાંત કસોટીમાંથી પસાર થવાનો વખત આવે છતાં અગ્નિમાં મૂકવાથી આભરણ ગળી જાય પરંતુ સોનાનો નાશ ન થાય; તેનો રંગ તો વિશેષ પ્રકાશિત થાય! તેમાં કાંઇપણ નુકશાન થતું હોય તો માત્ર તે અલંકાર ગળી જવાથી તેને ઘડાવવામાં જે પૈસા—મજુરી બેઠેલ હોય તેટલાનું જ થાય પણ તેથી વધારે ન થાય, તેમ પ્રસ્તુત વિષયમાં દેહ તો વિનાશી સ્વભાવવાળો હોવાથી નષ્ટ થાય પણ તે દેહમાં રહેલા આત્માને થયેલા ધર્મરંગનો નાશ ન થાય એ કહેવાનો આશય છે. ૨.

---

ત્રાંબું જે રસ વેધીયું, સા૦ તે હોય જાચું હેમરે; ગુ૦
ફરી ત્રાંબુ તે નવિ હુએ, સા૦ એહવો જગગુરૂ પ્રેમરે.
ગુણુ૦ ૩

ભાવાર્થઃ—જે ત્રાંબું સુવર્ણ રસથી વેધાયું હોય તે વિશુદ્ધ સુવર્ણ રૂપ થઇ જાય, તેનું પાછું ત્રાંબું ન થાય, તે પ્રકારનો જગદ્‌ગુરૂ ઉપરનો પ્રેમ પણ સમજવો. ૩

વિવેચનઃ—જો ત્રાંબા ઉપર સુવર્ણને ઉત્પન્ન કરનાર સુવર્ણ-સિદ્ધિના રસનું બિંદુ નાંખ્યું હોય તો તેટલા માત્રથી તે ત્રાંબાનું ચોકખું સોનું થઇ જાય. પછી ક્યારે પણ તે પોતાની મૂળ સ્થિ-

તિ ( ત્રાંબાની ) ન પામે. તેવા પ્રકારનો પ્રભુ ઉપર રાગ હોવો જોઇએ. આ ગાથામાં ધર્મરાગનું સ્વરૂપ બતાવ્યું છે. તેમાંથી એવી રીતનો ભાવ નીકળી શકે છે કે પ્રભુ સાથે પ્રીતિ બાંધનાર પ્રથમ મિથ્યાત્વભાવમાં અનાદિકાળથી રમણ કરતો હોય, તે ભવિતવ્યતાના પરિપાકાદિથી ઉપશમ કે ક્ષયોપશમ સમ્યક્ત્વ પામ્યો હોય પણ તેની સ્થિતિ અનિશ્ચિત હોવાથી તે ક્ષાયિક સમ્યક્ત્વ પામવા ઉદ્યમ કરે. તે જ્યારે પામે ત્યારે પછી તેનો પ્રભુ ઉપર જે રાગ થાય તે અપ્રતિમ, અવર્ણનીય અને અલૌકિક–દિવ્ય હોય. પછી જીવની તે સ્થિતિનો કયારે પણ નાશ ન થાય, તે તો વધારેમાં વધારે ત્રણ ચાર કે પાંચ ભવેજ મોક્ષે જાય, ફરી મિથ્યાત્વભાવમાં તે કયારે પણ ન આવે. જગદ્દગુરૂ ઉપરનો ખરો પ્રેમ એવોજ હોવો જોઇએ એમ સ્પષ્ટ રીતે અત્ર સૂચવ્યું છે. ૩

---

ઉત્તમ ગુણ અનુરાગથી, સા૦ લહીએ ઉત્તમ ઠામરે; ગુ૦
ઉત્તમ નિજ મહિમા વધે, સા૦ દીપે ઉત્તમ ધામરે. ગુ૦ ૪

ભાવાર્થ:—ઉત્તમ પુરૂષના ગુણ ઉપર પ્રીતિ રાખવાથી ( આપણે ) ઉત્તમ સ્થાન પ્રાપ્ત કરી શકીએ, ( આથી ) પોતાનો મહિમા ઉત્તમ રીતે વધે, અને પ્રાપ્ત થયેલું ઉત્તમ સ્થાન સવિશેષ ઉન્નતિને પામે. ૪

વિવેચન:—ઉત્તમ–વિશિષ્ટ પુરૂષોમાં જે જે સુંદર ગુણો વર્ત્તતા હોય તેના ઉપર બહુમાન રાખી તેઓની સાથે પ્રીતિ કરવામાં આવે તો આપણામાં પણ તેવા ગુણો સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે–આવિર્ભૂત થાય છે. ગુણ પ્રાપ્ત કરવા ઇચ્છનારે સંગતિ–સોબત સારા માણસનીજ કરવી જોઇએ. જગતમાં આજકાલ જે અનીતિ અને

દુરાચારનો પ્રચાર બહુ પ્રમાણમાં થયેલો જોવામાં આવે છે તેનું જો કાંઇપણ મુખ્ય કારણ હોય તો તે કુસંગતિજ છે. શાળાઓમાં નૈતિક કેળવણી અપાય છે છતાં બાળકોમાં પ્રામાણિકપણું અને વિનય તથા વિવેકાદિ ઉત્તમ ગુણો પ્રવેશવા પામતા નથી તેનું કારણ માત્ર માઠી સોબત છે. માબાપોએ જો પોતાનાં બાળકોને નીતિમાન્ બનાવવાં હોય તો પ્રથમ તેઓએ પોતે ફરજીયાત રીતે સદાચારી બનવું જોઇએ–બાળકોને પોતાના આચરણથીજ અવ્યક્તપણે સદાચાર શિખવવો જોઇએ, અને પોતાનાં બાળકો કોની સોબતમાં દિવસ નિર્ગમન કરે છે તે બાબત ઉપર ખાસ ધ્યાન આપવું જોઇએ. એ મુજબ ધ્યાન ન આપનાર અથવા પોતે સદાચરણમાં ન વર્તનાર માબાપો પોતાની સંતતિના શત્રુ છે એમ કહેવામાં જરાપણ વિશેષ પડતું નથી. ગુણમાત્રનો નાશ કરનારી એક કુસંગતિજ છે. તે એક છે તો સર્વ ( ગુણ ) નથી અને તે એક નથી તો સર્વ ( ગુણ ) છે. આ રહસ્યવાળા વાકયને સદા સ્મૃતિપટ ઉપર તાજું રાખવું જોઇએ, અને કદિ બાળકોને માઠી સંગતિ થઇ હોય તો તેમાંથી તેઓને કળ તથા બળપૂર્વક સદ્ય ખેંચી લઈ સારી સોબત નીચે મૂકી દેવાં જોઇએ. કર્ત્તા પ્રસ્તુત વિષયને અંગે જણાવે છે કે સત્સંગતિથી આપણે ક્ષયોપશમ સમ્યક્ત્વ પામવા રૂપ સુંદર સ્થાન પ્રાપ્ત કરવા સમર્થ થઇએ. બાદ તેવડે આપણું માહાત્મ્ય ક્રમે ક્રમે વધતું જાય–વિશુદ્ધ સમ્યક્ત્વના રોધક જે જે આંતરિક હેતુઓ છે તેમાં ઘટાડો થતો આવે અને એમ થવાથી પ્રાપ્ત થયેલી સ્થિતિ ક્ષાયિક સમ્યક્ત્વમાં ફેરવાઇ જઈ શ્રેષ્ઠ રીતે દીપી નીકળે-પ્રકાશિત થાય. આ ગાથાનો અર્થ બીજી રીતે વિચારતાં આમ પણ થઇ શકે કે ઉત્તમ ગુણના અનુરાગથી આપણે ક્ષાયિક સમ્યક્ત્વ પામવારૂપ ઉત્તમ સ્થાન મેળવી શકીએ. બાદ ક્રમે ક્રમે ગુણસ્થાન ઉપર આરોહણ કરતાં આપણું મહત્વ ઉત્તમ રીતે વ-

થતું જાય અને પ્રાંતે ઉત્તમ ધામ ( મોક્ષ ) પ્રાપ્ત થવાવડે આપણું મૂળ સ્વરૂપ પૂર્ણ રીતે દીપી નીકળે. ૪

---

ઉદક બિંદુ સાયર ભળ્યો, સા૦
જીમ હોય અખય અભંગરે; ગુણ૦
વાચકયશ કહે પ્રભુ ગુણે, સા૦
તિમ મુજ પ્રેમ પ્રસંગરે. ગુણ૦ ૫

ભાવાર્થ:--જળનું જે બિંદુ સમુદ્રમાં પડે તે જેમ નાશ અને ખંડિત થવાના ભયથી રહિત થાય છે તેવી પ્રભુગુણ ઉપરના મારા પ્રેમની સ્થિતિ છે એમ વાચક યશ કહે છે. ૫

વિવેચન:—પાણીનું એક ટીપું જો એકલું ભૂમિ ઉપર પડ્યું હોય તો તે સૂર્યના તાપથી સત્વર શુષ્ક થઇ જઇ વિનાશને પામે છે અથવા વાયુના જોરથી વિખરાઈ જાય છે; પણ જો તે ટીપું સમુદ્રમાં પડ્યું હોય તો તે સમુદ્રજળની પેઠે અક્ષય અને અભંગ ( અખંડ ) થઇ જાય છે. સમુદ્રના જળને એકલા જળબિંદુ જેવો સૂર્ય કે વાયુનો ભય નથી, તેવીજ ભયરહિતતા તેમાં નાંખેલા જળબિંદુને પ્રાપ્ત થાય છે. પામર જીવો પણ જો ઉત્તમ પુરૂષને શરણે જાય તો, કુંથુ સ્વરૂપ થયેલો ચમરેંદ્ર સૌધર્મેંદ્રના વજ્રપ્રહારથી બચી નિર્ભય થયો તેમ, સુખી અને નિર્ભય થાય છે. ઉત્તમ સંગતિનું એજ માહાત્મ્ય છે. વાચક મહારાજા કહે છે કે પ્રભુ ગુણરૂપી સમુદ્રમાં મારો બિંદુરૂપ પ્રેમનો પરિચય પણ એવીજ રીતે નિર્ભય થયો છે. જો તે પ્રભુગુણમાં ન જોડાયો હોત તો બીજી અનેક કુસંગતિ યોગે તે અવરાઇ જઇ વિનાશભાવને અથવા

અવનત-ઉતરતી સ્થિતિને પ્રાપ્ત થાત. પણ હવે તે નિર્ભય થયો છે અથવા પરમ સત્ય રૂપે વિચારતાં હુંજ નિર્ભય થયો છું. કારણ કે હવે મેં મ્હોટાનું શરણ લીધું છે તેથી ક્રમે ક્રમે મારા આત્મિક ગુણોમાં વૃદ્ધિ થતાં હું પરિણામે આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરી શકીશ અને પ્રભુસ્વરૂપમાં પ્રથમ અમુક અંશે મળ્યો હતો તે પૂર્ણાંશે મળી જઈ જન્મ મરણનાં અનંત દુઃખથી આત્યંતિક મુક્તિ મેળવી સદાને માટે પરમ સુખી થઈશ. આ રહસ્ય ઉપરથી ઉત્તમ જીવે પૌદ્દગલિક ભાવમાં મૂંઝાવારૂપ કુસંગતિ શીઘ્ર નિવારી આત્મિકભાવ-સ્વસ્વરૂપમાં રમણતા કરવા રૂપ સત્સંગતિ સદ્ય સ્વીકારવી-ધારણ કરવી. એ આ સ્તવનગત ખાસ ઉપદેશ છે. ૫

અનંત પ્રભુના સ્તવનમાં પ્રભુ સાથે તેમના ગુણ ઉપર પ્રેમ થયાનું જણાવ્યું છે એટલે હવે તે પ્રેમનો નિર્વાહ કરવાની ચિંતા ઉત્પન્ન થતાં તેને અંગે પ્રભુની પ્રાર્થના કરે છે.

## ૧૫ શ્રી ધર્મનાથ સ્વામીનું સ્તવન.

થાશું[1] પ્રેમ બન્યો છે રાજ, નિરવહેશો તો લેખે,
એ આંકણી૦

મેં રાગી થેં[2] છો નિરાગી, અણજુગતે હોય હાંસી;
એકપખો જે નેહ નિરવહવો, તે માંકી[3] શાબાશી. થાશું૦ ૧

ભાવાર્થઃ—હે મહારાજ! તમારી સાથે (મારે) પ્રીતિ થઈ છે તે નીભાવશો તો સફળ (થશે). હું રાગી છું અને તમે નિ-

૧ થાશું-તમારી સાથે, ૨ થેં-તમે, ૩ માંકી-મારી (મારવાડી ભાષા).

રાગી છો, તેવી અયોગ્ય–અઘટિત ઘટનાથી લોકોમાં હાંસી થાય તેવું છે પરંતુ એકતરફી સ્નેહ ટકાવી રાખવામાં મારી ( મને ) શાબાશી–વિશેષતા છે. ૧

વિવેચનઃ—દુર્ગતિમાં પડતા પ્રાણીઓને ધારી રાખનાર–રોકનાર–અટકાવનાર એવા શ્રી ધર્મનાથ પ્રભુને ઉદ્દેશીને કર્ત્તા ગુણગ્રામ કરે છે કે હે મહારાજ ! તમારી સાથે કોઈ મહા ભાગ્યયોગે મારે રાગ તો થયો છે—અનંત ભવ ભ્રમણ કરતાં મને આપની સાથે પ્રીતિ ન્હોતી થઇ તે તો હવે થઇ છે, પણ તે રાગને નીભાવી રાખશો તો તે ( રાગ ) કર્યો કામનો છે. આપ એ તરફ ઉપેક્ષાભાવ બતાવશો તો તેનું કાંઈ ફળ મને મળશે નહિ. વળી હે પ્રભુ ! હું આપના પ્રત્યે રાગી છું–આપને પૂર્ણ શ્રદ્ધાથી–ખરા અંતઃકરણથી ચાહું છું પણ આપ એવી રાગદશાથી તદ્દન રહિત છો. લોકો આપણી આ સ્થિતિ જૂએ છે અને આ અઘટિત સંબંધ માટે મશ્કરી કરે છે. આપને તો, આપ નિરાગીછો એટલે એની કાંઈ અસર કે પરવા નથી પણ મારી એવી સ્થિતિ ન હોવાથી મને તે માટે બહુ લાગી આવે છે, છતાં હું એકપક્ષી સ્નેહને હજી સુધી ધારણ કરી રહ્યો છું–ટકાવી રહ્યો છું તેમાં મારીજ વિશેષતા છે. લોકોમાં થતા હાસ્યની દરકાર ન કરવી અને તેઓના કથનની કે તેઓમાં થતી ચર્ચાની અવગણના કરી સામો માણસ દરકાર ન કરે છતાં પણ તેની સાથે સ્નેહ નીભાવ્યે જવોઃએ ન્હાનુંસુનું કામ નથી—અતિ વિકટ છે છતાં હું તે કાર્ય કર્યે જાઉં છું, એવી શ્રદ્ધાથી કે અત્યારે નિરાગી છે તે પણ મારા પ્રત્યે એક વખત રાગી થશે અને હૃદયની ખરી લાગણીથી મને ચ્હાશે. ( આ વ્યાવહારિક કથન છે. ) નિઃસ્વાર્થ પ્રેમથી જે માણસ અન્યને ચ્હાય તેની અસર સામા માણસ ઉપર વ્હેલી કે મોડી પણ થયા વિના રહેજ

નહિ. આપણે બીજાને ચ્હાઇએ તો તે આપણને અવશ્ય ચ્હાયજ એ નિર્વિવાદ સત્ય છે–તદ્દન ખરી હકીકત છે. ૧

---

નિરાગી સેવે કાંઈ હોવે?[1] એમ મનમાં નવિ આણું;
ફળે અચેતન પણ જેમ સુરમણિ, તિમ તુમ ભક્તિ
પ્રમાણું. થાશું૦ ૨

ભાવાર્થ—નિરાગીની સેવા કરવાથી શું ફળ મળે ? એ પ્રશ્નને હું મનમાંજ દાખલ થવા દેતો નથી, ચૈતન્ય રહિત એવું ચિંતામણિ ( રત્ન ) પણ જેમ ફળ આપે છે તેમ તમારી ભક્તિ ( પણ ફળ આપશે એમ હું ) માનું છું. ૨

વિવેચન:—વળી હે પ્રભુ ! કોઇ મને એમ કહે કે નિરાગી–વીતરાગ એવા પ્રભુની સેવા કર્યાથી, તેમને પરાણે વળગતા જવાથી શું ફળ મળે ? કાંઈ ન મળે ! એ વાત બનવા યોગ્ય છે, પણ એવા પ્રશ્નને હું મારા મનમાં ક્યારે પણ ઉત્પન્ન થવા દેતો નથી–અવકાશજ આપતો નથી. હું તો ઉલટો એમ માનું છું કે એમ કહેનારાજ મૂર્ખ છે. તેઓ ખરા પ્રેમની કિંમતજ સમજતા નથી. વળી તેઓ જગત્માં એવા અનેક દૃષ્ટાંતો છે તે તરફ પણ ધ્યાન આપતા નથી કે તે બાબત વિચાર કરવાની તસ્દી પણ લેતા નથી, માત્ર લોકપ્રવાહે જે બનવા ન બનવા યોગ્ય લાગે તેજ તેઓ કહે છે, પરંતુ સાચા પ્રેમનું સ્વરૂપ તો જેઓએ પ્રેમમાર્ગમાં વહન કરતા હોય તેઓજ જાણી શકે તેમ છે. બીજાઓ તેના ફળાફળનું પરિણામ જાણીજ શકતા નથી.

---

૧ કાંઈ હોવે–શું થાય ( મારવાડી ભાષા. )

જો જરા વિચાર કરે તો સ્પષ્ટ જાણી શકાય તેમ છે કે જડ એવું જે ચિંતામણિ રત્ન, તેની યથાવિધિ સેવા–આરાધના માત્ર કરવાથી જે જે પદાર્થો આપણે મનમાં ચિંતવીએ તે સર્વ પૂરા પાડે છે—અર્થાત્ તેના પ્રભાવ માત્રથી તેવું પુદ્ગલપરિણમન થાય છે. એમાં દેવસહાયની પણ અપેક્ષા નથી. ચિંતામણિ જડ છે, બીજાઓ તેની આરાધના કરે છે તેની તેને ખબર પણ નથી છતાં તે અવશ્ય ફળદાતા થાય છે, તો પછી ચૈતન્યવાળા પ્રભુ, ભક્તની સેવાને જાણનારા અને તેની કદર કરનારા છતાં ભક્તને તેની સેવાનું ફળ ન આપે એ બીલકુલ બનવા યોગ્યજ નથી. સાચા ભાવથી–ખરા મનથી–ત્રિકરણ યોગે પૂર્ણ વિશ્વાસ રાખીને જો તેમની ભક્તિ કરવામાં આવે તો તેનું ફળ અવશ્ય મળેજ એમ હું ખાત્રીથી માનું છું. કદાચ તેમાં વિલંબ થાય એ બનવા યોગ્ય છે પણ તેટલી ભાવની તીવ્રતામાં ખામી સમજવી. તો પણ વખત આવ્યે ફળ તો અવશ્ય મળેજ. વિલંબ થાય તેથી પોતાની મંદતાનો વિચાર ન કરતાં અકળાઇ–કંટાળી જઇ સેવા કરવી છોડી દઇએ તો તેનું ફળ ન મળે એ દેખીતું છે, તેથી તેટલો વખત ધૈર્ય તો અવશ્ય રાખવુંજ જોઇએ. અનાજ વાવનાર કે આંબા રોપનાર પણ તેનાં ફળો તત્કાળ મેળવી શકતા નથી, વિદ્યાભ્યાસ કરનાર તત્કાળ સુખી થતા નથી, કાર્યપરત્વે ઓછો વત્તો વિલંબ થાય છે પરંતુ યોગ્ય સમયે તે સઘળું ફળે છે અને તેઓ સુખી થાય છે, એ સંદેહ વગરની હકીકત છે. તે પ્રમાણે સંપૂર્ણ ફળ પ્રાપ્ત થતાં સુધી પ્રભુની ભક્તિ પૂર્ણ ભાવથી ચાલુ રાખવીજ જોઇએ, એટલે વખત આવ્યે તે અવશ્ય ફળશે. કર્તા કહે છે કે આ મંતવ્યને માનપૂર્વક વળગી રહી હું ભક્તિ કરવાનું કાર્ય ચાલુજ રાખી રહ્યો છું. ૨

ચંદન શીતલતા ઉપજાવે, અગ્નિ તે શીત મીટાવે;
સેવકનાં તિમ દુઃખ ગમાવે, પ્રભુ ગુણુ પ્રેમ સ્વભાવે.
થાશું૦ ૩

ભાવાર્થ—ચંદન શીતલતા ઉત્પન્ન કરે છે ( અને ) અગ્નિ ટાઢને મટાડે છે તેજ પ્રમાણે પ્રભુના ગુણુ ઉપર કરેલો પ્રેમ સ્વાભાવિક રીતે સેવકનાં દુઃખોને દૂર કરે છે. ૩

વિવેચનઃ—ચંદન ( સુખડ )માં એવો ગુણ છે કે તેને ઘસીને ચોપડવામાં આવે તો શરીરે દાહ થયો હોય–શરીર બળું બળું થઇ રહ્યું હોય તો તેને શીતલતા ઉત્પન્ન કરે છે. તેમજ અગ્નિમાં એવો ગુણ રહેલો છે કે સખ્ત ટાઢ પડતી હોય તેવે વખતે તેનું સેવન કરવામાં આવે તો તે ટાઢને દૂર કરે છે. જેવા આ બે વસ્તુઓના સ્વભાવ છે તેજ મુજબ પ્રભુના ગુણ ઉપર પ્રેમ કર્યો હોય તો તે ગુણ–પ્રેમનો પણ એવો સ્વભાવ છે કે તે પ્રેમ કરનાર સેવકજનનાં દુઃખ માત્રનો નાશ કરે. આ બાબતમાં મને પક્કો વિશ્વાસ હોવાથીજ હું નિરાગી પ્રભુની પણ એક ચિત્તે ભક્તિ કરવામાં તત્પર રહ્યો છું. જગતમાં કોઈ પણ પ્રકારના સ્વાર્થપૂર્વક કોઈ રાજા મહારાજાદિકની સેવા કરવામાં આવે છે તો તેથી ઈપ્સિતાર્થ–ઇચ્છિત સ્વાર્થ સરે છે તો પછી તદ્દન નિષ્કામ વૃત્તિથી પ્રભુ ( ભલે તેઓ વીતરાગ હોય તોપણ તેઓ )ની આરાધના કરવામાં આવે તો તે ફળદાયી કેમ ન થાય? અવશ્ય થાયજ! ૩

---

વ્યસન ઉદય જે જલધિ અનુહરે, શશીને તેહ સંબંધે;
આણ સંબંધે કુમુદ અનુહરે, શુદ્ધ સ્વભાવ પ્રબંધે. થાશું૦ ૪

ભાવાર્થઃ—ચંદ્રમા સાથેના સંબંધને લીધે સમુદ્ર ( ચંદ્રના ) કષ્ટ ( અસ્ત ) અને ઉદય સમયે તેને અનુસરે છે ( પરંતુ ) કુમુદ પુષ્પ તો ( પોતાના ) શુદ્ધ સ્વભાવને લીધેજ ( સંબંધ વગરજ ) ચંદ્રને અનુસરે છે. ૪

વિવેચનઃ—અન્ય મતમાં ચંદ્રને સમુદ્રનો પુત્ર માન્યો છે. પુત્રના સુખે દુઃખે પિતા સુખી દુઃખી થાય એ કુદરતી છે. ચંદ્રનો ઉદય થાય છે તે વખતે તેની કાંતિ પ્રફુલ્લિત થયેલી હોય છે તે જોઇને સમુદ્રને પણ હર્ષ થાય છે અને તે જાણે તેને ભેટવા ઇચ્છતો હોય તેમ ઉછાળા મારે છે ( ભરતી થાય છે ), તેમજ ચંદ્રનો અસ્ત થાય છે ત્યારે તેનું તેજ ગ્લાનિભાવને પામે છે, તે જોઇને સમુદ્રનો હર્ષનો ઉભરો શમી જઈ તે જાણે ખેદિત થયો હોય તેમ પાછો હઠે છે ( ઓટ થાય છે ). અથવા તો શુક્લ પક્ષમાં ચંદ્રની કળા વૃદ્ધિ પામે છે. ત્યારે સમુદ્રની ભરતી પણ વધતી જાય છે અને જ્યારે કૃષ્ણ પક્ષમાં તેની કળા ઘટે છે ત્યારે ભરતી ઓછી થાય છે. આ પ્રમાણે સમુદ્રનું સુખ દુઃખમાં ચંદ્રને અનુસરવું થાય છે તે તેઓ વચ્ચે પિતા પુત્રનો સંબંધ છે તેને લીધે થાય છે. પણ ચંદ્રવિકાસી કમળ ચંદ્રોદયે વિકસિત થાય છે અને ચંદ્રાસ્તે સંકુચિત થાય છે, તેનું આ અનુસરણ તો કોઇપણ પ્રકારના સંબંધ–વગર માત્ર શુદ્ધ સ્વભાવના યોગેજ થાય છે. કુમુદિનીનો એવો સ્વભાવજ છે કે ચંદ્રના ઉદયે ઉદિત થવું–ખીલવું અને અસ્ત થયે બીડાઈ જવું પણ સમુદ્ર અને ચંદ્રને છે તેવા પ્રકારનો સંબંધ–વિશેષ તેઓ વચ્ચે નથી. માત્ર તે બંનેનો શુદ્ધ ઉજ્જવળ સ્વભાવ છે તેના વડેજ તેમ થાય છે. તેજ પ્રમાણે મારામાં પણ પ્રભુની જેવોજ શુદ્ધ સ્વભાવ છે કે જેને લીધે હું પ્રભુને અનુસરૂં છું–તેઓ પ્રત્યે આકર્ષાઉં છું અને તેમની સેવા ભક્તિ અડગ ભાવથી કરૂં છું. કમળ

જેવી પ્રાય: જડ વસ્તુ પોતાના સ્વભાવ અનુસાર ચંદ્રને અનુસરે છે તો મારા જેવો સચેતન પ્રાણી પ્રભુને કેમ ન અનુસરે ? આ અને ત્રીજી ગાથાનો સંબંધ બીજી ગાથા સાથે છે. બીજી ગાથાના પૂર્વાર્દ્ધમાં કરેલી શંકાનું સમાધાન ત્રીજી અને ચોથી ગાથામાં કવિએ કર્યું છે. ૪

---

દેવ અનેરા તુમથી છોટા, થેં જગમાં અધિકેરા;
યશ કહે ધર્મ જિનેશ્વર થાશું, દિલ માન્યા હે મેરા.
થાશું૦ ૫

ભાવાર્થ:—અન્ય દેવો તમારાથી ન્હાના છે, તમે જગતમાં સૌથી મ્હોટા ( છો તેથી ) યશ કહે છે કે હે ધર્મ જિનેશ્વર! તમારી સાથે મારૂં મન માન્યું છે. ૫

વિવેચન:—હે પ્રભુ ! જગતમાં અનેક દેવો કહેવાય છે પણ તે બધામાં આપનામાં છે તેવા ગુણો નથી. ઉલટું તેઓ પૈકી કોઈમાં કાંઇ દોષ છે અને કોઇમાં કાંઈ દોષ છે. સર્વગુણી અને દોષવિમુક્ત તો એક આપજ છો. તેઓ તો ભક્તજનો પાસેથી પણ અમુક વસ્તુઓ મેળવવાની આશાઓ રાખે છે. તેઓનું જેઓ માન સાચવે છે તેમના ઉપર પ્રસન્ન થાય છે અને ભૂલેચૂકે પણ કોઈથી તેઓનું અપમાન કે અનાદર થઇ ગયો હોય તો તેના ઉપર કુપિત થાય છે એવો તેમનો લૌકિક સ્વભાવ છે. ત્યારે આપ તો પૂજક અને નિંદક બન્ને ઉપર સમભાવ રાખી તેઓનું એકાંત કલ્યાણ—હિત કરવાનાજ અલૌકિક સ્વભાવવાળા છો તેથી આપ સર્વ દેવોમાં અગ્રપદે-મ્હોટા છો અને તેથીજ હે ધર્મજિનેશ્વર ! આપની આ-

ચેજ મારૂં મન મળ્યું છે તેમજ 'નિરાગી સેવે કાંઈ હોવે ?' એ પ્રકારના લોકકથનની અવગણના કરીને પ્રભુ હું આપની સેવા-ભક્તિ નિરંતર કરતો આવ્યો છું, કરૂં છું અને ભવિષ્યમાં પણ ઇષ્ટ સિદ્ધિ થતાં સુધી અવશ્ય કરતોજ રહીશ. આ બાબતમાં મને કોઇપણ ભમાવવા કે ચળાવવા સમર્થ નથી. મેં એ બાબત જે નિર્ણય-નિશ્ચય કર્યો છે તે કોઇથી ન ફેરવી શકાય તેવો દૃઢ મજબૂત છે. આ વાત વિમળનાથજીના સ્તવનની પ્રાંતે પણ કર્તા કહી આવેલા છે. ૫



પ્રભુની સાથે દિલ મળવાથી તેમને ભેટવાની અભિલાષા ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે, કેમકે પ્રથમ દિલનું આકર્ષણ થાય એટલે પછી તેને મળ્યાવિના તૃપ્તિ થતીજ નથી. આવા હેતુવડે આગલા સ્તવનનો પ્રારંભ કરે છે.-

## ૧૬ શ્રી શાંતિનાથ સ્વામીનું સ્તવન.

ધન દિનવેળા, ધન ઘડી તેહ, અચિરારો નંદન જિન જદિ ભેટશુંજી;
લહીશું રે સુખ દેખી મુખચંદ, વિરહ વ્યથાનાં દુઃખ સવિ મેટશુંજી. ૧

ભાવાર્થ:—તે દિવસ, તે સમય અને તે ઘડી ( અમારી ) સફળ ( ગણાશે ) કે જ્યારે ( અમે ) અચિરા માતાના પુત્ર શ્રી ( શાંતિ ) પ્રભુને ભેટશું, તેમના મુખચંદ્રને જોઇને સુખ પામશું અને વિયોગની વેદના સંબંધી સર્વ દુ:ખ દૂર કરશું. ૧

વિવેચન:—સર્વ જગતને સ્વયમેવ શાંતિ કરનાર સોળમા શાંતિનાથ પ્રભુની સ્તુતિ કરતાં કર્તા પુરૂષ કહે છે કે જે વખતે શ્રી

અચિરા માતાના પુત્ર શ્રી શાંતિજિનની સમીપે પ્રાપ્ત થશું તે દિવસ, તે ઘડી અને તે સમય અમારો લેખે ગણાશે-કૃતાર્થ થશે. તે સિવાય આજ સુધીનો અમારો જેટલો કાળ મિથ્યાત્વભાવમાં ગયો તે બધો નિષ્ફળ થયો-એળે ગયો. પરમ સ્થાને પહોંચવા માટે જે મુખ્ય-આવશ્યક ગુણ છે તેને પ્રાપ્ત કરવાનું જ્યાં સુધી ન બને ત્યાં સુધીનું જીવનું જીવન ખરેખર નકામુંજ-નિરર્થકજ ગ-ણાય. પ્રમાદ નિદ્રાને વશ થયેલા જીવો મર્ત્ય જન્મ પામીને પોતા-નું કર્ત્તવ્ય ન સમજે, સમજવા જેટલો પ્રયત્ન પણ ન કરે તો તેઓ પોતાનો દશ દૃષ્ટાંતે દુષ્પ્રાપ્ય-મુશ્કેલીથી પ્રાપ્ત થઇ શકે તેવો મનુ-ષ્યભવ હારી જાય અને તેની પ્રાપ્તિ પુનઃ :પણ દુર્લભ કરી મૂકે. જેનો આપણે આદર સત્કાર કરીએ તે સ્વયમેવ આકર્ષાઇ આપણી પાસે આવે અને જેનો આપણે અનાદર કરીએ તે વિશેષ વિશેષ છેટે પડતું જાય અને ફરી આપણી પાસે આવવાનું મન પણ ન કરે, એ કુદરતી નિયમ અહીં લાગુ પડે છે. માટે મનુષ્યભવ પામીને તેને વિવેકપૂર્વક સાર્થક કરી લેવો જોઇએ. કર્ત્તા ફરીને કહે છે કે અમે જ્યારે તે પ્રભુના મુખરૂપી ચંદ્રમાને અવિશ્રાંત-પણે-મેષોન્મેષ રહિત દૃષ્ટિએ-એકીટસે નિહાળી તે દર્શનથી મળતું સુખ મેળવશું, જગતના અન્ય પદાર્થો ઉપરથી મોહ ઉતારી એ દર્શનમાં લીન થશું, અને આજ સુધી એવું દર્શન પ્રાપ્ત ન થયું તેને માટે ખેદ જાહેર કરશું ત્યારે એ દર્શનના અભાવથી અમને જે વેદના લાગુ પડી હતી તેથી થયેલાં દુઃખમાત્ર દૂર કરી પરમ સંતોષને પામશું. ક્ષણે ક્ષણે એ સંતોષસુખનું સ્મરણ કરશું અને પ્રાપ્ત થયેલા દર્શનને અમૂલ્ય રત્નની જેમ રક્ષશું અને તેવડે ન-વા નવા આત્મિક ગુણો મેળવતાં આગળ વધશું. ૧

જાણ્યોરે જેણે તુજ ગુણ લેશ, બીજારે રસ તેહને મન
નવિ ગમેજી;
ચાખ્યોરે જેણે અમી લવલેશ, બાકસ બુકસ તસ ન
રૂચે કીમેજી. ૨

ભાવાર્થ:—જેણે તમારામાં રહેલા ગુણોનો લેશમાત્ર (પણ) જાણ્યો તેને તેથી અન્ય રસ ન ગમે ( કારણકે ) જેણે અમૃતનો છાંટો ચાખ્યો ( હોય ) તેને ( બીજા ) બાકસબુકસ ( રસ ) કોઇ પણ રીતે ન પસંદ પડે ! ૨

વિવેચન:—હે પ્રભુ ! તમારા સ્વરૂપનું જેને લેશમાત્ર જાણપણું થાય–તે યથાર્થ રીતે સમજાય ત્યારે તેથી તે ( જ્ઞાતા ) ને જે આનંદ મળે છે–જે હર્ષનો અતિરેક થાય છે તે અવર્ણનીય અને અપૂર્વ હોવાથી, બીજા જે જગતના પૌદ્ગલિક પદાર્થોથી બાહ્યદૃષ્ટિ જીવો આનંદ મેળવી પોતાને ખરા સુખી માને છે, તેનીજ ફરી ફરી પ્રાપ્તિ માટે અહોનિશ પ્રયત્ન સેવે છે, જગત્માં જન્મીને જાણે એજ મેળવવાનું હોય એમ જેઓ માને છે તે ( પદાર્થો ) ના આનંદ તે જીવને જરાપણ ગમતા નથી, પૂર્વ પુન્યના પ્રભાવથી જે ભોગસુખો તેને પ્રાપ્ત થયાં હોય છે તે પણ તેના મનને અનિષ્ટ–અપ્રીતિકર લાગે છે અને તેવા પદાર્થોમાં તે મોહમૂઢ થઈ લિપ્ત થતો નથી. તે સંસાર વ્યવહાર ચલાવે છે પણ તેમાં તેને નિરાનંદ–નિરસતા લાગે છે. અહીં દૃષ્ટાંત કહે છે કે અમૃતનું એક બિંદુ પણ જેણે આસ્વાદ્યું–ચાખ્યું હોય તેને પછી બીજા લૌકિક સારા ગણાતા રસો આપો તોપણ તે નિર્માલ્યજ લાગશે–મુદ્દલજ રૂચિકર નહિ થાય તો પછી નિરસ પદાર્થના બુકડા ભરવા તો તેને ગમેજ શેના ? આ પ્રમાણે બનવું તે તદ્દનજ

સ્વાભાવિક છે, કેમકે ચક્રવર્તીને ત્યાં ભોજન કરનારને બીજાઓને ત્યાંનાં ભોજનો જરા પણ ન ગમે અને તે એમજ વિચારે કે ફરીને ચક્રવર્તીને ત્યાં જમવાનું કયારે પ્રાપ્ત થાય? તેજ પ્રમાણે અત્ર પણ સમજવા યોગ્ય છે. સમ્યક્ત્વ રસનો સ્વાદજ અલૌકિક છે, આત્મિક છે—તે પ્રભુના અનંત ગુણોનોજ અંશ ( લેશ ) છે, એટલે તે રસ પ્રાપ્ત કરનારને અન્ય લૌકિક-પૌદ્ગલિક પદાર્થોમાં આનંદ કયાંથી આવે? નજ આવે! કર્ત્તા હજી એજ સંબંધમાં વિશેષ કહે છે. ૨

---

તુજ સમકિતરસ સ્વાદનો જાણ, પાપ કુભક્તે બહુ
દિન સેવીયુંજી;
સેવે જો કર્મને જોગે તોહી, વાંછે તે સમકિત અમૃત
ધુરે લિખ્યુંજી. ૩

ભાવાર્થઃ—તમારા સમ્યક્ત્વ રસના સ્વાદને જાણનારા ( એવા મેં ) પાપરૂપી માઠું ભોજન બહુ દિવસ સેવ્યું, ( તેને કદાચ ) કર્મ યોગે ( ફરી પણ ) સેવવાનો વખત આવે તોપણ આત્માના પ્રથમ ગુણ તરીકે ગણાયલા એવા સમકિતગુણરૂપી અમૃતની પ્રાપ્તિની તો ( તે ફરી ) ઇચ્છા અવશ્ય કરે. ૩

વિવેચનઃ—હે પ્રભુ! અનાદિ કાળથી ભવભ્રમણ કરતાં તમારા સમ્યક્ત્વ રસને મેં જાણ્યો—આસ્વાદ્યો—તે રસની મધુરતાથી હું જાણીતો થયો. આજ સુધી મને એ રસની પ્રાપ્તિ થયેલી ન હોવાથી મેં પાપ—મિથ્યાત્વરૂપી માઠા ભોજનનું બહુ દિવસ—બહુ કાળ સેવન કર્યું! ( કુભક્તિવડે-કુદેવ કુગુરુ વગેરેની ભક્તિ-

વડે બહુ દિનપર્યંત પાપને સેવ્યું એવો અર્થ પણ થઇ શકે.)–બહુ કાળ સુધી મિથ્યાત્વભાવમાં રમણ કર્યું ! હવે તે સ્થિતિ કોઇ મહા ભાગ્ય યોગે દૂર થઈ અને સમ્યક્ત્વગુણની પ્રાપ્તિ થઇ એટલે હવે હું કદી પણ એ મિથ્યા ભાવમાં રમણ ન કરૂં. આજ સુધી હું અજાણ હતો એટલે જે થયું તે થયું પણ હવે હું તે માઠા ભોજનને હાથ પણ ન લગાડું. પરંતુ કદાચ દુષ્ટ કર્મથી પરાજિત થઇ સમ્યક્ત્વથી પતિત થાઉં અને તે ભોજનને હું ફરી સેવું તોપણ હું તે સમ્યક્ત્વરૂપી અમૃતને તો સર્વથા ન ભૂલી જતાં અમુક કાળે તો અવશ્ય તેની પ્રાપ્તિની ફરી ઇચ્છા રાખું, કારણકે તે સમ્યક્ત્વગુણ આત્માના અનંત ગુણોમાં સૌથી પહેલો નંબર ધરાવે છે અને એની પ્રાપ્તિ થયા પછીજ આત્માથી આગળ વધી શકાય છે. આત્મગુણનો મહેલ ચણવો હોય તો પ્રથમ સમ્યક્ત્વરૂપી પાયાને મજબૂત કરવો જોઇએ કારણકે પાયો કાચો હોય અથવા પાયો નજ હોય અને તેના ઉપર ઇમારત ચણી હોય તો તે પડી જાય છે. આવા ઉત્તમ ગુણને એકવાર સમકિત પામેલ જીવ વધારેમાં વધારે અર્દ્ધ પુદ્ગલપરાવર્તનની અંદર તો ફરી સંભારેજ અને મિથ્યાત્વભાવને દૂરથી તિલાંજલિ આપે એમાં સંદેહજ નથી. આ ગાથાના ઉત્તરાર્દ્ધમાં ત્રીજા પુરૂષને માટે હોય તેવી શબ્દરચના છે પણ તે ભાવ પોતાને માટેજ લાગુ પડતો હોવાથી અત્ર પહેલા પુરૂષના પ્રયોગથીજ વિવેચન લખવામાં આવ્યું છે. કવચિત્ સ્થળે 'પાપ કુભક્ત તે' એવો પણ પાઠ છે તેથી અર્થ 'માઠા ભોજનનોજ' કરવામાં આવ્યો છે. ૩

---

તાહરૂં ધ્યાન તે સમકિતરૂપ, તેહીજ જ્ઞાનને ચારિત્ર તેહ છેજી;
તેહથી જાયે સઘળાં હો પાપ, ધ્યાતા ધ્યેયસ્વરૂપ હોયે પછેજી. ૪

ભાવાર્થ:—તમારૂં ધ્યાન તેજ સમકિતરૂપ છે, તેજ જ્ઞાન છે અને ચારિત્ર પણ તેજ છે, તેથી સઘળાં પાપ દૂર થાય છે અને પરિણામે ધ્યાન કરનાર ધ્યેય સ્વરૂપને પામે છે ( જેનું ધ્યાન ધરે છે તેના જેવો થાય છે ). ૪

વિવેચન:—હે પ્રભુ! મિથ્યાત્વભાવ દૂર થયા પછી જીવને ચતુર્થ ગુણસ્થાનક પ્રાપ્ત થાય છે. તે વખતે તમારા સ્વરૂપનું ચિંતન કરવામાં આવે છે તે ( ધ્યાન )જ સમ્યક્ત્વરૂપ છે. તે ગુણસ્થાનકે તે ધ્યાન અને સમ્યક્ત્વમાં કાંઇ ફેર નથી–તે બન્ને એકજ છે. તે ધ્યાનથી પ્રભુસ્વરૂપના અવબોધમાં તે જીવ જેમ જેમ આગળ વધતો જાય છે—ઉંડા ઉતરતો જાય છે તેમ તેમ તેના બળથી તેનાં જ્ઞાનાવરણીય કર્મ ત્રૂટતાં જાય છે–ક્ષયોપશમ વધતો જાય છે એટલે પ્રભુના સ્વરૂપનું તેને વિશેષ વિશેષ ભાસન થાય છે. આ સ્થિતિમાં જે ધ્યાન છે તેજ જ્ઞાન છે અથવા બીજી રીતે વિચારીએ તો નવ પૂર્વનું જ્ઞાન હોય પણ જો તે સમ્યક્ત્વ પૂર્વક ન હોય તો તે જ્ઞાન અજ્ઞાનજ કહેવાય છે અને માત્ર અષ્ટ પ્રવચનમાતાના જ્ઞાન જેટલું જ્ઞાન હોય તો પણ સમ્યક્ત્વપૂર્વક હોય તો તે જ્ઞાન કહેવાય છે. તાત્પર્ય એ છે કે જ્ઞાન ઉપર સમ્યક્ત્વની મહોર—છાપ હોય તો તે જ્ઞાન ગણાય છે, તે વિનાનું અજ્ઞાન કહેવાય છે. સમ્યગ્જ્ઞાન પૂર્વક આગળ વધતાં જીવ છઠ્ઠે સાતમે ગુણસ્થાનકે પહોંચે છે ત્યાં પણ તેજ ધ્યાન ક્રમે ક્રમે વૃદ્ધિંગત થતું જાય છે ત્યારે તે સ્થાને જે શુદ્ધ આચરણરૂપ ચારિત્ર હોય છે તેમાં અને ધ્યાનમાં કાંઈ ફેર હોતો નથી—ત્યાં ધ્યાન છે તેજ ચારિત્ર છે. બાદ તે જીવ ક્ષપકશ્રેણિનો આરંભ કરે છે ત્યાં પણ તે ધ્યાન વિશુદ્ધ રીતે આગળ વધતું જાય છે અને તે વડે અંતર્મુહૂર્ત્તમાં ઘાતી કર્મોનો ક્ષય કરે છે એટલે ધ્યાતા અને ધ્યેય એક સ્વરૂપવાળા

બની જાય છે. ચોથે ગુણસ્થાનકે શરૂ થયેલું ધ્યાન ઉત્તરોત્તર વધતાં આ પરિણામને પામે છે. ૪

---

દેખીરે અદ્‌ભુત તાહરૂં રૂપ, અચરિજ ભવિક અરૂપી પદ વરેજી;
તાહરી ગત તું જાણે હો દેવ, સમરણ ભજન તે વાચકયશ કરેજી. ૫

ભાવાર્થ:—તમારૂં અદ્‌ભુત સ્વરૂપ નીહાળીને ભવ્ય જીવ અરૂપી પદ મેળવે છે તે આશ્ચર્ય છે. હે દેવ! (આ બાબતમાં) તમારી કળા તમેજ જાણો છો અને વાચકયશ તો (માત્ર) સ્મરણ અને ભજનજ કરે છે. ૫

વિવેચન:—તેરમે ગુણસ્થાનકે તમારા અલૌકિક સ્વરૂપનું ધ્યાન ધરનાર આયુષ્યની પૂર્ણતાએ અરૂપી સ્થાન ( મોક્ષ ) ને મેળવે છે એ બહુ આશ્ચર્યકારક હકીકત છે. અરૂપીનું ધ્યાન ધરનાર અરૂપી થાય એ તો બરાબર છે પણ અહીં તો રૂપીનું ધ્યાન ધરનાર અરૂપી થાય છે! એ કેમ બને છે તે સમજી શકાતું નથી! આ ઘણી નવાઇની વાત છે અને બહુ વિચારને પરિણામે પણ એ હકીકત સમજવા જેટલી હદે મારૂં મન પહોંચી શકતું નથી તથા એનું રહસ્ય જાણી શકતું નથી! આ બાબતમાં વિશેષતા, સામર્થ્ય, યુક્તિ કે કૌશલ્ય જે કાંઇ હોય તે તમારૂંજ છે, તમેજ તે જાણોછો અને વાચક યશ તો માત્ર તમારૂં સ્વરૂપજ વિચારે છે અને તેને અનુલક્ષીને તમારા ગુણગ્રામ કર્યા કરે છે પણ તેનું મન ઉપરની ગૂંચ—આંટી ઉકેલવા જેટલી સમર્થતા ધરાવતું નથી છતાં એને વિશ્વાસ છે કે તમારા સ્મરણ અને ભજનના પ્રતાપથી તે એક વખતે એ સ્થિતિ સમજવા જેટલી હદે અવશ્ય પહોંચશે! અત્ર ચોથી અને પાંચમી ગાથાથી ઉપાધ્યાયજી મહારાજે ગુણસ્થાનના આરોહણનો ક્રમ બતાવેલો છે. ૫

પૂર્વ સ્તવનમાં પ્રભુની ગતિ-કળા જાણવાની અસમર્થતા બતાવી પણ જો પ્રભુ અંતરમાં આવીને વિરાજે તો તે અસમર્થતા ટળી જાય અને તે જાણવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય, તેથી પ્રભુને રત્નદીપકની ઉપમા આપવા વડે સ્તવના કરે છે.—

# ૧૭ શ્રી કુંથુનાથસ્વામીનું સ્તવન.

સાહેલાં હે કુંથુ જિનેશ્વરદેવ, રત્નદીપક અતિ દીપતો હો લાલ;
સા૦ મુજમન મંદિરમાંહે, આવે જો અરિબળ જીપતો હો લાલ. ૧

સા૦ મિટે તો મોહ અંધાર, અનુભવ તેજે જળહળે હો લાલ;
સા૦ ધૂમકષાય ન રેખ, ચરણ ચિત્રામણ નવિ ચલે હો લાલ. ૨

ભાવાર્થઃ—હે મિત્રો ! કુંથુજિનેશ્વરદેવ અતિ પ્રકાશિત રત્નદીપક છે, તે રત્નદીપક જો મારા મનરૂપ મંદિરમાં ( કર્મ ) શત્રુઓના બળને પરાસ્ત કરતો આવે-પ્રકટે તો તેમાંથી મોહરૂપી અંધકાર દૂર થાય, ( તેના ) પ્રકાશથી અનુભવજ્ઞાન પ્રકટી નીકળે, તે રત્નદીપકમાં કષાયરૂપી ધૂમાડાની રેખા બીલકુલ નથી અને તેથી ચારિત્રરૂપી ચિત્રામણ ચળિત થતાં નથી- ૧-૨

વિવેચનઃ—પૃથ્વીને વિષે સ્થિત હોય તે કુંથુ કહેવાય. તે કુંથુનાથ પ્રભુના ગુણગ્રામ સજ્જનો સમક્ષ કરતાં કર્તા કહે છે કે હે સુહૃજ્જનો! શ્રી કુંથુનાથ પ્રભુના હૃદયમાં કેવળજ્ઞાનરૂપી રત્નદીપક અત્યંત પ્રજ્વલિત થઈ રહ્યો છે અને ત્રિભુવનમાંહેના પ્રાણીઓના અજ્ઞાનરૂપી અંધકારને ઉન્મૂલી—ઉચ્છેદી રહ્યો છે, એટલુંજ નહીં પણ તે પ્રભુજ સાક્ષાત્ રત્નદીપક છે. તે રત્નદીપકરૂપ પ્રભુ જો મારા મન-

રૂપી મંદિરમાં શત્રુઓના બળને નષ્ટ કરતા-ઘાતી કર્મોના સામર્થ્ય ઉપર વિજય મેળવતા-તેનો નાશ કરતા પધારે-તે રત્નદીપક જો મારા મનમંદિરમાં પ્રકટ થાય તો મારા અંતરમાં દીર્ઘકાળથી વાસ કરીને રહેલો મોહ-અજ્ઞાનરૂપી અંધકાર એક ક્ષણ માત્રમાં ખસી જાય અને આત્માના ખરા સ્વરૂપનો ભાસ કરાવનાર અનુભવજ્ઞાન દીપી નીકળે. અત્યાર સુધી જે જ્ઞાન આવરણવાળું-ઢંકાયેલું હતું. તે પોતાના ખરા સ્વરૂપમાં બહાર આવે. કારણ કે તે રત્નદીપક મોહરૂપ અંધકારનો નાશ કરનાર છે અને અનુભવ તેજે જળહળતો છે. વળી કષાયરૂપી ધૂમાડાની રેખા એ રત્નદીપકમાં છેજ નહીં. નવા કષાયનો ઉદય પ્રાથમિક કષાયથી થાય છે, પણ આ પ્રભુએ તો મોહનીય કર્મનો સર્વથા નાશ કરેલો છે એટલે કારણ ન હોવાથી કાર્ય ક્યાંથી હોય? બીજ વિના અંકુર કેવી રીતે પ્રકટે? અને તે ધૂમરેખા ન નીકળે એટલે ચારિત્રરૂપી સુંદર ચિત્રામણ ચળિત—મલિન-આચ્છાદિત થતું નથી. અન્ય દીપક જે ગૃહમાં હોય ત્યાં તેના ધૂમાડાથી આસપાસ-ભીંત વગેરે ઉપર જે સુંદર ચિત્રો કાઢ્યાં હોય અથવા ગોઠવ્યાં હોય તે મલિન થઇ જાય છે-કાળાં પડી બગડી જાય છે, પણ અત્ર તેમ થતું નથી. અત્ર તો આત્મભૂમિ ઉપર ચારિત્રરૂપી જે રંગ બેરંગી ચિત્ર હોય છે તે આ અસામાન્ય રત્નદીપકથી જરા પણ બગડતાં નથી પણ ઉલટાં તે તેનાથી વધારે પ્રકાશે છે, અર્થાત્ અન્ય દીપક કરતાં આ દીપક વિલક્ષણજ છે. ૧-૨.

---

સા૦ પાત્ર કરે નહિ હેઠ, સૂરજ તેજે નવિ છીપે હો લાલ;
સા૦ સર્વ તેજનું તેજ, પહેલાંથી વાધે પછે હો લાલ. ૩

ભાવાર્થ:—( આ દીપક ) નીચે (આધાર રૂપે ) પાત્રની

જરૂર નથી ( પાત્રને તે નીચાં કરતો નથી ), સૂર્યના પ્રકાશથી ( આ દીપકનો પ્રકાશ ) છૂપાઇ જતો નથી અને જગત્‌ના સર્વ પ્રકાશથી ( ચ્હડીયાતો આનો ) પ્રકાશ હોવાથી તે પહેલાં અને પછી વધેલોજ હોય છે. ૩

વિવેચન:—સામાન્ય દીપકની નીચે આધાર:રૂપે પાત્ર મૂકવામાં આવે છે—પાત્રમાંજ દીપક થાય છે પણ આ દિવ્ય દીપકને તો આધાર રૂપે તેવા કોઇ પાત્રની જરૂરજ નથી. આ દીપક પાત્રને નીચાં કરતો નથી–પાત્રને તો ઉંચાં લાવે છે એવો અહીં શ્લેષ છે. મત્યાદિજ્ઞાન કેવળજ્ઞાનના પ્રકાશથી પ્રકાશે છે તેથી તે પરતંત્ર છે અને કેવળજ્ઞાન સ્વતંત્ર હોવાથી પોતેજ પોતાની મેળે પ્રકાશે છે. વળી દિવસે દીપક કર્યો હોય તો તે સૂર્યના પ્રકાશ આગળ તેજ-હીન થઇ જાય છે, પણ આ દીપક તો સદા એકસરખી સ્થિતિમાંજ પ્રકાશિત રહે છે. એનાથી બીજો કોઈ મ્હોટો પ્રકાશ નથી કે જેમાં એનું તેજ સમાઈ જાય—લૌકિક સર્વ પ્રકાશોથી અધિક પ્રકાશ આ રત્નદીપકનો છે, આનાથીજ દૃશ્ય અદૃશ્ય પદાર્થો—ભાવો પ્રકાશિત થાય છે–જાણી શકાય છે. વળી સાધારણ દીપકો આદિમાં સતેજ હોય છે અને પાછળથી તેલ કે વાટ ખૂટવા વગેરે કારણોથી ઝાંખા પડી જાય છે અગર ક્ષીણ થઇ જાય છે. જ્યારે આ અલૌકિક દી-પક તો પ્રકટે છે ત્યારથી પહેલેથી છેલ્લે સુધી–હંમેશને માટે એક સરખી રીતે વધેલોજ રહે છે. કેવળજ્ઞાન અપ્રતિહત–કોઇથી ન રોકાય તેવું છે તેથી તેની પહેલેથી છેલ્લે સુધી–સદાને માટે એક સરખીજ સ્થિતિ હોયમછે. ૩

---

સા૦ જેહ ન સમીરને ગમ્ય, ચંચળતા જે નવિ લહે હો લાલ;
સા૦ જેહ સદા છે રમ્ય, પૃષ્ઠ ગુણે નવિ કૃશ રહે હો લાલ. ૪

ભાવાર્થ:—પવનથી જે ઓલવાતો નથી, તેમજ તેનાથી તે હલતો ચલતો પણ નથી, જે હંમેશાં રમણિક છે અને પાછલા ભાગમાં ગુણથી પાતળો પડતો નથી, ૪

વિવેચન:—સાધારણ દીવાઓ પવન લાગવાથી ઠરી જાય છે. પણ પ્રભુરૂપી રત્નદીપકની કોઇપણ નિમિત્તથી એવી સ્થિતિ બનતી નથી કેમકે તે કર્મરૂપી સમીર—પવનને ગમ્યજ નથી. સાધારણ દીપક પવનથી હાલે ચાલેછે ત્યારે આ રત્નદીપક સદા એકસરખી સ્થિરતાનેજ ભજે છે. સામાન્ય દીપકની સુંદરતા સદા એકસરખી રહેતી નથી. હંમેશાં તેને સાફસુફ કરવો પડે છે; તેમ ન કરવામાં આવે તો તેનો પ્રકાશ મનોહર લાગતો નથી; ત્યારે આ રત્નદીપક હંમેશાં સુંદર—મનોહર—આકર્ષકજ રહે છે એટલુંજ નહિ પણ તે રત્નદીપકને જે હૃદયમાં ધારણ કરે છે તે પુરૂષ ઉપર પણ તેની સુંદર છટા છવાઈ રહે છે—અનુપમ પ્રભા જળહળી રહે છે. જગતના દીપકની વાટનો પાછલો ભાગ પાતળો હોય છે. ગુણ શબ્દ સૂતરવાચી છે, તેની વાટ આગળથી જાડી હોય છે અને પાછળથી પાતળી હોય છે તેથી તે દીપક જેમ જેમ બળતો જાય છે તેમ તેમ પાછળથી પાતળો પડતો જાય છે, પણ આ રત્નદીપકમાં તો વાટજ હોતી નથી કે જેના ઘટવાથી તેનો પ્રકાશ મંદ પડે. એ પરમાત્માના ગુણોને તો બીજા કોઈ પદાર્થની અપેક્ષાજ નથી કે જેના સ્થિત્યંતર—ફેરફાર થવાથી તેના પ્રકાશને હાનિ પહોંચે. તેના ગુણો તો સર્વદા અવિચ્છિન્નજ રહે છે તેથી તેનો પ્રકાશ ઓછો ન થતાં તે સર્વદા એકસરખોજ પ્રકાશિત રહે છે. ૪

---

**સા૦ પુદ્ગલ તેલ ન ખેય, જોહ ન શુદ્ધ દશા દહે હો લાલ;**
**સા૦ શ્રીનયવિજયસુશિષ્ય, વાચકયશ ઇણીપરે કહે હો લાલ.૫**

ભાવાર્થ:—પૌદ્ગલિક તેલનો આ રત્નદીપકમાં ક્ષય થતો નથી અને જે શુદ્ધ દશાનું દહન કરતો નથી. એ પ્રકારે શ્રી નયવિજયજીના સુશિષ્ય વાચકયશ કહે છે. ૫

વિવેચન:—લૌકિક દીપકમાં તેલ નાંખવું ( પૂરવું ) પડે છે અને તેલનો ક્ષય થતો જાય છે જ્યારે આ લોકોત્તર દીપકમાં પૌદ્ગલિક પદાર્થની જરૂરજ નથી; તે તો વગર તેલે પ્રકાશે છે. પેલો દીપક જ્યારે શુદ્ધ દશાને એટલે વાટને બાળી નાંખે છે ત્યારે આ રત્નદીપક આત્માની નિર્મળ દશાને બાળતો નથી પણ તેને તેની સ્વાભાવિક સ્થિતિમાં કાયમ રાખે છે. આ પ્રમાણે યશોવિજયજી મહારાજ તે શ્રી નયવિજયજીના સાક્ષરશિષ્ય પ્રભુની સ્તુતિ કરતાં કહે છે. આ સ્તવનમાં પ્રભુને રત્નદીપકની ઉપમા આપી તેના સ્વરૂપની સામાન્ય દીપકના સ્વરૂપની સાથે તુલના કરી તેનું વિલક્ષણપણું બતાવ્યું છે, જે વિચારતાં બહુ આનંદ ઉપજે તેમ છે. સામાન્ય દીપકમાં જે જે ક્રિયાઓ થાય છે તે તે ક્રિયાઓ રત્નદીપકમાં થતી નથી, એટલે પ્રભુને રત્નદીપકની ઉપમા સર્વ પ્રકારે ઘટી શકે છે. સામાન્ય દીપકને સ્થાને જગતના સામાન્ય જીવોને મૂકવા, કારણ કે તેઓને સામાન્ય દીપકની સર્વ ઉપમા ઘટી શકે છે અને તેમાં તેની સર્વ ક્રિયાઓ લાગુ થઇ શકે છે.



પ્રભુરૂપ રત્નદીપકને પોતાના મનમંદિરમાં પ્રકટાવવાની ઇચ્છા દર્શાવીને હવે એ પ્રભુ પોતાના અંતરમાં પધાર્યા છે એવું ગર્ભિત સૂચવતા સતા કર્ત્તા આ સ્તવન રચે છે, અર્થાત્ તે ભાવથી સ્તવના કરે છે.—

# ૧૮ શ્રી અરનાથ પ્રભુનું સ્તવન.

**શ્રી અરજિન ભવજલનો તારૂ, મુજ મન લાગે વારૂરે,**
**મન મોહન સ્વામી;**
**બાંહ્ય ગ્રહી જે ભવિજન તારે, આણે શિવપુર આરેરે, મન૦ ૧**

ભાવાર્થ:—શ્રી અરજિન સંસારસમુદ્રમાંથી તારનાર છે, મારા મનને તેઓ બહુ પ્રિય લાગે છે, એઓ હસ્ત પકડીને ભવ્ય જનને તારે છે અને કાંઠે લાવી મોક્ષ નગરે પહોંચાડે છે. ૧

વિવેચન:—ઉત્તમ કુળમાં ઉત્પન્ન થનાર અને કુળની વૃદ્ધિ કરનાર એવા અરનાથ ભગવાનની સ્તુતિ કર્ત્તા કરે છે. શ્રી અરનાથ પ્રભુ, જે આત્મકલ્યાણાર્થી જીવો તેમનું સ્મરણ—પૂજન તથા ધ્યાનાદિક કરે છે તેમને સંસારસમુદ્રમાંથી તારી પેલે પાર—સામે કાંઠે પહોંચાડે છે. પોતે તર્યા છે તેથીજ બીજાને તારવા સમર્થ છે અને તેથી મને બહુ વ્હાલા લાગે છે. તેઓ ભવ્ય જીવોનો હાથ પકડી—સહાયક તરીકે સદા સાથેજ રહી સંસારસમુદ્રમાંથી ઉદ્ધરી તેમને સામે પાર કે જ્યાં મોક્ષનગર છે ત્યાં લઈ જાય છે. અભવ્ય જીવોને તરવુંજ નથી—તેઓને તેવી ઇચ્છાજ થતી નથી—તેમનામાં તરવાનો સ્વભાવજ નથી એટલા માટે અહીં ભવ્યજનોને તારવાનું કહ્યું છે. વળી અભવ્યોને પ્રભુનાં વચન ઉપર શ્રદ્ધાજ હોતી નથી અને તેઓની દરેક ધર્મકરણી બહિરાત્મભાવની—પૌદ્ગલિકસુખ મેળવવાની વાંછાવાળી હોય છે એટલે અભવ્ય જીવો કોઇ કાળે તરતા નથી. આ ગાથામાં પૂર્વાર્દ્ધમાં પ્રભુનો તારક ગુણ બતાવ્યો છે અને ઉત્તરાર્દ્ધમાં એ ગુણની ક્રિયા બતાવી

છે. એ સ્વામી મનને મોહ પમાડનાર છે—હરેકનાં મનને પોતાની તરફ આકર્ષનાર છે. ૧

---

તપ જપ મોહ મહા તોફાને, નાવ ન ચાલે માનેરે, મન૦
પણ નવિ ભય મુજ હાથોહાથે, તારે તે છે સાથેરે, મન૦ ૨

ભાવાર્થઃ—તપ જપ ઉપર મોહ રાખવારૂપ મહા તોફાનને લીધે વહાણુ યોગ્ય મર્યાદામાં ચાલે નહીં પણ હાથોહાથ તારનાર મારી સાથે છે (એટલે) મને તે ભય નથી. ૨

વિવેચનઃ—જે પામર જીવો તપ તથા જપ આદિ ઉત્તમ કરણીઓ અમુક પ્રકારનું પૌદ્‌ગલિક સુખ મેળવવાની ઇચ્છાપૂર્વક કરે, કરીને તે લોકોમાં કેમ જાહેર થાય તથા પોતાનું બહુમાન કેમ વધે ? એ અર્થે પ્રયાસ કરે, બીજાઓ કે જેઓ એવી કરણી ન કરતા હોય કે ન કરી શકતા હોય તેઓની નિંદા કરે અને પોતાનાં વખાણ પોતાને મુખે કરે તથા એ બાબત ગર્વ ધારણ કરે—અહંકાર રાખે તેવા જીવોનું આત્મનાવ, તેને જે દિશામાં ચલાવવાનું ઇચ્છવામાં આવે તે તરફ ચાલતું નથી—તેઓનો આત્મા ખરે માર્ગે રહી શકતો નથી—તેને મોહરૂપી મહા તોફાન નડે છે અને તેથી કવચિત્ ઉંધું વળી જવાથી તે નાવ ડૂબી જાય છે. અહીં કહેવાની એ મતલબ છે કે એવી રીતે આચરણ કરનારા જીવો તરી શકતા નથી પણ કોઈવાર તો સંસારરૂપી કાદવમાં ઉલટા વધારે વધારે ખૂંચે છે. કર્ત્તા મહાશય કહે છે કે મને એવો કોઈ પ્રકારનો ભય નથી કારણ કે મારી હરેક કરણી માત્ર પ્રભુની પ્રીતિ મેળવવા અર્થેજ છે—આત્માને નિરાવરણ—કર્મરહિત કરવાને માટેજ છે એટલે પ્રભુ સદા મારી સાથેજ રહે છે અને મને હાથ પકડી—

સંભાળ પૂર્વક-કાળજી રાખીને ભવસમુદ્રની પેલે પાર મોક્ષપુરીએ પહોંચાડે છે. આ ગાથાનો સાર એ છે કે જે કાંઇ ધર્મકરણી કરવી તે કોઇ પણ જાતના સાંસારિક ફળની ઇચ્છા રાખ્યા વગરજ માત્ર આત્માને કર્મથી મુક્ત કરવા માટેજ કરવી. ધન તથા પુત્રની ઇચ્છા માટે કેટલાએક મલ્લીનાથજી તથા કેશરીયાજી મહારાજની માનતા કરે છે તેવા લોકોત્તરદેવગતામિથ્યાત્વ સેવનાર જીવોએ આ ઉપરથી બહુ સમજવું ઘટે છે. મોક્ષાર્થે ક્રિયા કરતાં સાંસારિક સુખ તો વગર ઇચ્છાએ એની મેળેજ મળે છે; ઘઉં વાવનાર ઘાસની ઇચ્છા કરતો નથી, છતાં તે તો તેની મેળેજ ઉગે છે-પ્રકટે છે, તો પછી મોક્ષ સુખ આપનાર સમ્યક્ ક્રિયાઓનું ફળ સાંસારિક તુચ્છ સુખની ઇચ્છા કરીને શા માટે હારી જવું જોઇએ ?-શા માટે ગુમાવવું જોઇએ ? ૨

---

ભક્તને સ્વર્ગ સ્વર્ગથી અધિકું, જ્ઞાનીને ફળ દેઇરે, મન૦
કાયા કષ્ટ વિના ફળ લહીએ, મનમાં ધ્યાન ધરેઇરે, મન૦ ૩

ભાવાર્થ:—ભક્તને સ્વર્ગ અને જ્ઞાનીને સ્વર્ગથી અધિક ફળ ( પ્રભુ ) આપે છે; જો મનથી ( પ્રભુનું ) ધ્યાન ધરાય તો શરીરને કષ્ટ પડ્યા વિના પણ ( મોક્ષરૂપ ) ફળ મળી શકે છે. ૩

વિવેચન:—ભક્તિનો યથાર્થ હેતુ જાણ્યા વિના-સમજ્યાવિના શ્રી અરનાથ પ્રભુની ભક્તિ કરનાર ભક્તજનને વધારેમાં વધારે દેવલોકનું સુખ મળે છે. મિથ્યાત્વી ઉત્કૃષ્ટથી નવમા ગૈવેયક સુધી જઈ શકે છે અને તેવા ભક્તને આશ્રયીનેજ આ કથન જણાય છે, પણ જે ભક્તજન, પ્રભુભક્તિ કરવાનો હેતુ-કારણ યથાર્થ રીતે સમજીને, ભક્તિ કરે છે તેવા જ્ઞાની ભક્તને તો પ્રભુ મોક્ષફળ આપે છે. જ્ઞાની ભક્ત અને અજ્ઞાની ભક્તને જેવા પ્રકારનાં ફળો

મળે છે તેની તરતમતા—ભિન્નતા અત્ર બતાવેલ છે તે યથાર્થ સમજવા યોગ્ય છે. એ એમ સૂચવે છે કે જે જે કરવું તે તે સમજીને કરવું. સમજ્યા વગર જે જે ધર્મકરણીઓ કરવામાં આવે તે તુચ્છ—અલ્પ ફળની આપનારી થાય છે માટે દરેક ક્રિયાઓ, તેના હેતુઓને સમજીને કરવી જોઇએ એવો આ ઉપરથી સાર નીકળે છે. કવિ આગળ જતાં કહે છે કે જો જ્ઞાનપૂર્વક—સમજીને માત્ર મનથી પણ પ્રભુનું ધ્યાન ધરવામાં આવે તો બીજા કોઈ પણ પ્રકારના કાયિક કષ્ટ કરવાની જરૂરજ રહેતી નથી. માનસિક ક્રિયાથીજ મોક્ષ મળે છે. જ્ઞાનનું કેટલું માહાત્મ્ય-મહત્તા છે તે અત્ર બતાવેલ છે. જે કર્મને અજ્ઞાન કષ્ટથી ખપાવતાં અજ્ઞાની જીવને ક્રોડો વર્ષ લાગે તે કર્મને જ્ઞાની જીવ માત્ર એક શ્વાસોચ્છ્વાસમાં ખપાવી નાંખે છે એ હકીકત તરફ ધ્યાન ખેંચવું અત્ર અપ્રાસંગિક નહિ ગણાય, માટે દરેક મુમુક્ષુએ—મોક્ષાર્થી જીવે દરેક પ્રકારનું જ્ઞાન મેળવવાનો પ્રયત્ન ન કરતાં માત્ર અનુભવ જ્ઞાન મેળવવાને માટે જીવન પર્યંત વિદ્યાર્થી થઇને રહેવું જોઇએ. સંસારમાંથી મુક્ત કરનાર એક અનુભવજ્ઞાનજ છે માટે તે મેળવવા સદા પ્રયત્નશીલ રહેવું. ૩

---

જે ઉપાય બહુવિધની રચના, યોગમાયા તે જાણોરે, મન૦
શુદ્ધ દ્રવ્ય ગુણ પરયાય ધ્યાને, શિવ દીએ પ્રભુ સપરાણોરે[1],
મન૦ ૪

ભાવાર્થ:—જે બહુ પ્રકારના ઉપાયોનું કરવાપણું છે તે યોગમાયા છે અર્થાત્ મિથ્યા પ્રકારો છે એમ જાણો; અને શુદ્ધ દ્રવ્ય, ગુણ અને પર્યાયનું ધ્યાન કરનારને પ્રભુ અવશ્ય મોક્ષ આપે છે (એમ સમજો.) ૪

---

૧ સપરાણો—પરાણે.

વિવેચનઃ—આ ગાથામાં આંતરયોગ અને બાહ્ય યોગનું સ્વરૂપ બતાવ્યું છે. જગતમાં અનેક પ્રકારના મિથ્યાત્વી જીવો (બાવા, યોગી, સંન્યાસી વગેરે) મોક્ષ મેળવવા માટે વિવિધ પ્રકારના ઉપાયો અજમાવે છે—કરે છે. કોઈ પંચાગ્નિ તપ તપે છે, કોઈ જટા તથા નખ વધારે છે, કોઈ કાન ફડાવે છે, કોઈ શરીરે ભસ્મ લગાડી અવધૂત બને છે, કોઇ ઉંચે લાંબા હાથ કરી ધ્યાન ધરે છે, કોઇ ઝાડ ઉપર ઉંધે માથે લટકી રહે છે, કોઇ સમાધિ ચ્હડાવે છે અને કોઇ ધ્યાન ધરે છે. પણ આ સર્વ કષ્ટક્રિયાઓ યોગના માયારૂપ લલચાવનારા પ્રકારો છે—લોકોને મોહ ઉત્પન્ન કરી પોતાની તરફ આકર્ષનારા પ્રકારો છે. તેમાં આંતરિક વિશુદ્ધિ બહુ અલ્પ હોય છે જ્યારે બાહ્યાડંબર ઘણો હોય છે—દેખાવ મ્હોટો હોય છે પણ અંદર ખાલી હોય છે. ઉપરથી તેઓ વૈરાગ્ય ધારણ કરે છે પણ અંદર મોહ રાજાનું સામ્રાજ્ય વર્તતું હોય છે. ભોળા મનુષ્યોને છેતરવાનો આ પણ એક વ્યાપાર છે એમ ઘણે પ્રસંગે જોવામાં આવે છે. તેનો પોતાનો આત્મા પણ આ યોગમાયાથી ઠગાય છે. તેમાં આત્માના ગુણને સાધવા કરતાં પૌદ્‌ગલિક સુખો મેળવવાનો હેતુ મ્હોટે ભાગે હોય છે, તેથી આ સર્વ ઉપાયો મોક્ષને સાધનારા ન નિવડતાં સંસારને સાધનારા થાય છે, કારણ કે જેવી ઇચ્છા તેવું ફળ મળે એ દેખીતું છે. પણ જો આત્મસ્વરૂપનું ધ્યાન ધરવામાં આવે—તેના દ્રવ્ય ગુણ પર્યાયનો વિચાર કરવામાં આવે તો તેથી પ્રભુ તેવા જીવોને પરાણે મોક્ષ આપે છે. ( માત્ર નિર્જરા થઈને અટકી જાય છે એમ નહિ પણ મોક્ષ મળે છે. ) શબ્દાર્થ સિંધુમાં 'સપરાણોનો' અર્થ 'આખું, સર્વસ્વ' એવો કર્યો છે. આત્મા એ શુદ્ધ દ્રવ્ય છે, તેમાં રહેલા જ્ઞાન, દર્શન તથા ચારિત્રાદિ એ તેના ગુણો છે અને તે ગુણોની વર્તના—ક્રિયા એ તેના પર્યાયો છે. એ ત્રણનું જે ધ્યાન ધરવું તે સહજ—સમાધિયોગ કહેવાય

છે. તે અભ્યંતરયોગ છે અને તે મોક્ષને આપવા વાળો થાય છે, કારણ કે તેમાં આત્માને કર્મથી મુક્ત કરવાનોજ હેતુ હોય છે અને એ યોગ વડે ધ્યાન ધરનારાઓજ ખરા યોગી કહેવાય છે. શુક્લ ધ્યાનના પહેલા બે પાયાનો એમાં સમાવેશ થાય છે. ૪

---

પ્રભુપદ વળગ્યા તે રહ્યા તાજા, અળગા અંગ ન સાજારે, મન૦
વાચકયશ કહે અવર ન ધ્યાઉં, એ પ્રભુના ગુણ ગાઉંરે,
મન૦ ૫

ભાવાર્થ:—પ્રભુનાં ચરણનું જેઓએ અવલંબન લીધું તેઓ પ્રાપ્ત સ્થિતિમાં ટકી રહ્યા, પણ જેઓ પ્રભુથી અળગા થયા—છેટા પડી ગયા તેઓ પ્રાપ્ત સ્થિતિથી પતિત થયા. વાચકયશ કહે છે કે હું તો અન્ય દેવનું ધ્યાનજ ધરતો નથી; એ પ્રભુનાજ ગુણગ્રામ કરૂં છું. ૫

વિવેચન:—ઉપરની ગાથામાં વર્ણવ્યા પ્રમાણે પ્રભુપદ-મોક્ષસ્થાનની પ્રાપ્તિ અર્થે જેઓ સુદૃઢપણે આત્મસ્વરૂપનું ધ્યાન ધરતા ધરતા આગળ વધે છે તેઓજ મ્હોટી મ્હોટી આત્મિક સ્થિતિઓ—ગુણસ્થાનો પ્રાપ્ત કરતા તદ્દન નિર્મૂળ થતા જાય છે અને પ્રાંતે કૈવલ્ય અવસ્થા પ્રાપ્ત કરી સિદ્ધસ્થાનમાં અક્ષયસ્થિતિ કરે છે. પણ જેઓ એ પ્રભુએ બતાવેલા માર્ગથી ભ્રષ્ટ-પતિત થાય છે તેઓ પડતા પડતા છેક મિથ્યાત્વ ગુણઠાણે પણ આવી જાય છે. તેઓની આત્મિક સ્થિતિ વિશુદ્ધ રહેતી નથી—મલિન થઈ જાય છે. જેમ કોઇ માણસ ઉંચેથી પડે અને તેનાં હાડકાં ભાંગી જાય તે જેમ લાંબે કાળે સાજો થાય છે તેવીજ સ્થિતિ હઠયોગીઓની થાય છે.

તેઓ એકવાર પડ્યા પછી પ્રાયઃ બહુ લાંબે અંતરે પુનઃ ઉંચા ચ્હડી શકે છે. વાચકયશ મહારાજા કહે છે કે શ્રી અરનાથ પ્રભુ ખરેખરી ઉચ્ચ સ્થિતિ—પરમપદને પ્રાપ્ત થયેલા છે તેથી હું તો એમનાજ ગુણ ગાઉં છું—એમનેજ ગુણ ગાવાયોગ્ય તરીકે સ્વીકારૂં છું. અન્ય દેવો એ સ્થિતિને પ્રાપ્ત ન થયેલા હોવાથી એમને હું દૂરથીજ દોઢ ગજનો નમસ્કાર કરી પરિહરૂં છું—ત્યાગ કરૂં છું, તો પછી તેમનું ધ્યાન તો શેનોજ ધરૂં! કારણ કે તરી શકનારનું અવલંબન લેનાર તરે અને તરી ન જાણનારનું અવલંબન લેનાર બૂડે એ હકીકત સત્ય હોવાથી હું તો તરેલા પ્રભુનુંજ અવલંબન લઉં છું અને મને ખાત્રી છે કે તેઓના આલંબનથીજ હું તરીશ. ૫

---

એક ચિત્તે પ્રભુનેજ ધ્યાવાનો—સ્તવવાનો નિર્ધાર કર્યા પછી કર્ત્તા એ પ્રભુને રીઝવવાનો—તેમનો પ્રેમ મેળવવાનો પ્રકાર ચિંતવે છે. અને જો પ્રભુ રીઝે તો અવશ્ય કાર્યસિદ્ધિ થાય એમ સૂચવે છે.—

## શ્રી મલ્લીનાથ સ્વામીનું સ્તવન.

તુજ મુજ રીઝની રીઝ, અટપટ એહ ખરીરી;
લટપટ નાવે કામ, ખટપટ ભાંજ પરીરી[1]. ૧

ભાવાર્થઃ—તારી અને મારી રીઝનું એકત્ર થવું. એજ ખરેખરી મુશ્કેલ વાત છે; ( એમાં ) ખુશામત કામમાં આવતી નથી માટે હે પ્રભુ! મારી ખટપટ બધી ભાંગી નાંખ!

---

૧ ભાંજપરી—મારવાડી ભાષા.

વિવેચન:—પરિસહુ તથા ઉપસર્ગરૂપી મલ્લનો જય કરનાર શ્રી મલ્લીનાથ પ્રભુની કર્ત્તા સ્તુતિ કરે છે. હે પ્રભુ ! તમારે અને મારે અન્યોઅન્ય રીઝવું-તમારે પ્રસન્ન થવું અને મારે સંતુષ્ટ થવું એ બન્ને બનવું બહુ મુશ્કેલ છે એમ, આજ સુધી તમને રાજી કરવાના જે જે પ્રયાસો મેં કર્યા તે બધા નિષ્ફળ ગયા એ ઉપરથી, મને લાગે છે. હું તો રીઝેરોજ છું પણ તમને રીઝવવા એ સુતર—સ્હેલું નથી. એમાં ખટપટ કે ખુશામત કામમાં આવે તેમ નથી—કાર્યકર થાય તેમ નથી. કોઇ રાજા કે શેઠ આદિને રીઝવવા હોય તો તેનાં વખાણના બે શબ્દો બોલીએ અથવા કોઇ પ્રકારની ખટપટ કરીએ અને પોતાની લઘુતા ગાઇએ એટલે એઓ વશ થઇ જાય પણ તમારી આગળ એવો ડોળ નભતો—ટકતો નથી. ખરા હૃદયની ભક્તિ હોય—તેવી ભક્તિ તમે જૂઓ તોજ તમે પ્રસન્ન થાઓ એમ છે. તમારી આગળ બાહ્ય દેખાવ—ખોટો ડોળ ચાલી શકતો નથી. કોઇ માણસ સુંદર રાગ પૂર્વક પ્રભુગુણગાનમાં તલ્લીન થયેલ જણાય, લોકો તેથી આનંદમાં ડુબી જાય અને પોતે ગળગળો થઇ જાય છતાં જો તેનું હૃદય કોરૂંજ હોય તો તેથી કાંઇ વિશિષ્ટ ફળ પ્રાપ્ત કરી શકાતું નથી અને સરળ તેમજ સાદી ભાષામાં પ્રભુની સ્તુતિ કરવામાં આવે છતાં જો હૃદય ભક્તિરસથી ભરપૂર હોય તો પ્રભુ પ્રસન્ન થાય છે. તેઓ ઉપરની ભક્તિને જોતા નથી પણ અંદરના ભાવને જૂએ છે. પ્રભુભક્તિ કરનાર જીવોએ આ હકીકત ખાસ ધ્યાનમાં રાખવી ઘટે છે અને માનસિક સ્થિતિ પ્રભુભક્તિને અનુરૂપ કરી તેનું ચાંચલ્ય નિવારવું ઘટે છે. કર્ત્તા ફરી પ્રભુને કહે છે કે તમને રીઝવવામાં અન્ય બાહ્યોપચાર ( નૈવેદ્યાદિ ધરવું, ભેટણું મૂકવું અગર વિલેપનાદિ વડે અંગપૂજા કરવી વગેરે ) કરવામાં આવે પણ તે વખતે હૃદય ભક્તિરસથી વંચિત હોય—અંદર તન્મયભાવ ન હોય

તો તે સંપૂર્ણ ફળદાયી થતા નથી. કોઇ રાજા કે શેઠ પાસે એ પ્રમાણે કર્યું હોય તો તે ખુશી ખુશી થઇ જાય છે પણ પ્રભુ આગળ એવી ખોટી ખટપટો ચાલી શકતી નથી. અહીં પણ ઉપર જણાવેલી હકીકત ઘટી શકે છે. પુષ્પની વિપુલતાથી પ્રભુની આંગી રચવામાં આવે અને અગ્ર ભાગે નૈવેદ્ય તથા ફળના સમૂહની સુંદર શ્રેણી ગોઠવવામાં આવે છતાં હૃદયમાં ઉજ્વળ ભાવ ન હોય તો તે સંપૂર્ણ ફળદાયી થતું નથી. કુમારપાળ મહારાજાએ ફક્ત પાંચ કોડીનાં અઢાર ફૂલ લઇ પ્રભુને ચ્હડાવ્યાં હતાં તો તેટલા માત્રથી પણ તેમને અઢાર દેશનું રાજ્ય મળ્યું હતું, એ એમ બતાવે છે કે દ્રવ્ય—સામગ્રી ઓછી કે વધારે હોય તેના ઉપર ખાસ પ્રભુની પ્રસન્નતાનો આધાર નથી પણ ભાવની વિશુદ્ધિ—નિર્મળતા ઉપર એનો આધાર છે. આત્મકલ્યાણાર્થી જીવોએ આ હકીકત ખાસ લક્ષ્યમાં લેવી ઘટે છે. આ પ્રમાણેની સ્થિતિ પ્રાપ્ત થવા માટે કર્ત્તા પ્રાર્થના કરે છે કે 'હે પ્રભુ! મારી આ સંસારની બધી ખટપટ તમે ભાંગી નાંખો તોજ હું તમને રીઝવી શકું-તે વિના આપની રીઝ મેળવી શકાય તેમ નથી.' ૧

---

મલ્લીનાથ તુજ રીઝ, જન રીઝે ન હુએરી;
દોય રીઝણનો ઉપાય, સામું કાં ન જૂએરી ? ૨

ભાવાર્થ:—હે મલ્લીનાથ પ્રભુ! લોકો રીઝે તમારી રીઝ થતી નથી પરંતુ લોકોને તમે બન્ને રીઝો એનો એક ઉપાય છે, (તે એ કે હે પ્રભુ!) સ્હામું કેમ જોતા નથી? (જો તમે સામું જૂઓ તો તમે ને લોક બન્ને રીઝો). ૨

વિવેચનઃ—હે પ્રભુ ! ઉપર જણાવવામાં આવ્યું તેમ જે જે પ્રકારોથી—રીતિઓથી લોકો રીઝે છે તે તે પ્રકારો આપને રીઝવવામાં ઉપયોગી થતા નથી અથવા તો લોક રીઝે તેથી કાંઈ તમે પણ રીઝો એમ બનતું નથી, અને મારો વિચાર તો લોકને અને તમને બન્નેને રીઝવવાનો વર્ત્યા કરે છે, માટે હવે તો કૃપા કરી લોક અને આપ બન્ને રીઝો તેમ થવું જોઇએ. મને વિચાર કરતાં તેનો એક ઉપાય બરાબર સૂઝ્યો છે, તે એ છે કે હે પ્રભુ ! તમે મારી સામું કેમ જોતા નથી ? જો તમે સામું જૂઓ તો તમે રીઝ્યા એ તો સ્પષ્ટ થયું પછી લોક રીઝે તેમાં નવાઇ શી ? કેમકે જેની ઉપર પ્રભુ રીઝે તેની ઉપર લોક તો રીઝેજ ! માટે કૃપા કરીને મારી સામું જૂઓ. અમે આવી વારંવાર વિનતિ કરીએ છતાં તમે અમારી સામું ન જૂઓ તો તેથી અમારા હૃદયને કેટલો આઘાત પહોંચે ? એનો આપે વિચાર કરવો ઘટે છે ! અમારાથી આ દુઃખ સહન થતું નથી ! અમે તમારા ગુણના રાગી છીએ તો પછી તમે શા માટે અમારી સામું પણ જોતા નથી ? હવે અમને વિશેષ અધીરા ન બનાવો અને અમારા ઉપર દૃષ્ટિપ્રસાદ કરી તમે રીઝો અગર બીજો કોઇ ઉપાય બતાવો કે જેનો અમે ઉપયોગ કરીએ અને તે રીતે તમને રીઝવવા પ્રયાસ કરીએ—તત્પર—ઉજમાળ થઈએ ! અમારે તો કોઈ પણ રીતે તમે રીઝો એટલુંજ કામ છે. અન્ય કશાની આકાંક્ષા નથી. ૨

દુરારાધ્ય છે લોક, સહુને સમ ન શશીરી;
એક દૂહવાએ ગાઢ, એક જો બોલે હસીરી. ૩

લોક લોકોત્તર વાત, રીઝ છે દોય જૂઈરી;
તાત ચક્ર ધુર પૂજ્ય, ચિંતા એહ હુઇરી. ૪

રીઝવવો એક સાંઈ, લોક તે વાત કરેરી;
શ્રી નયવિજય સુશિષ્ય, એહીજ ચિત્ત ધરેરી. ૫

ભાવાર્થ:—લોકો મુશ્કેલીથી વશ થઇ શકે એવા છે કેમકે સહુને સરખો ચંદ્રમા પહોંચતો નથી તેથી એક જો હસીને બોલે તો બીજો અત્યંત નારાજ થાય છે. લોકને રીઝવવાની તે લોકરીઝ અને પ્રભુને રીઝવવાની તે લોકોત્તર રીઝ; એ બન્ને બાબતોની પદ્ધતિ જૂદીજ છે. આજ કારણથી ભરત ચક્રવર્ત્તીને, પ્રથમ તાત પૂજ્ય કે ચક્ર ? એવી ચિંતા થઈ હતી. પછી તેમણે પ્રભુને પૂજવાનો-તેમનો જ્ઞાનોત્સવ કરવાનો-તેમને વાંદવા જવાનો નિર્ધાર કર્યો હતો. તે પ્રમાણે મેં પણ પ્રભુનેજ રીઝવવા એમ નિશ્ચય કર્યો છે. લોક ભલે ગમે તેમ વાત કરે ! પણ શ્રી નયવિજયના સુશિષ્યે તો એજ નિશ્ચયને મનમાં ધારણ કર્યો છે ! ૩-૪-૫

વિવેચન:—ત્રીજી ગાથાથી લોકોને પણ રીઝવવા જતાં કેટલી મુશ્કેલી નડે છે ? તે જણાવે છે, જે ઉપરથી એમ સમજી શકાશે કે લોકોને રીઝવવામાં પણ આટલી મુશ્કેલીઓ નડે છે તો પછી લોકોત્તર મહાપુરૂષને રીઝવવા એ તો એથી પણ અત્યંત મુશ્કેલ હોયજ ! એમાં નવાઈ શી ? કર્તા કહે છે કે લોકોને રીઝવવાનું કામ પણ ઘણું મુશ્કેલ છે. કારણ કે તેઓ સર્વને ચંદ્રમા સરખો પહોંચતો નથી. કોઈને બારમો અનુકૂળ હોય છે ત્યારે કોઇને ચોથો અનુકૂળ હોય છે. આમ ચંદ્રમા ભિન્ન ભિન્ન હોવાથી એકને જો હસીને બોલાવવામાં આવે તો તેથી બીજો તેના મનમાં અત્યંત નાખુશ થાય છે. તે માને છે કે એના પર પ્રીતિ છે, મારી ઉપર નથી. લોકોમાં આવી સ્થિતિ ચાલુ હોવાથી તેઓ પણ મુશ્કેલી વશ થઈ શકે એવા છે તો પછી લોકોત્તર મહાપુરૂષને રીઝવવા

એ તો એથી પણ વિશેષ મુશ્કેલ હોય એમ જે ઉપર કહેવામાં આવ્યું છે એમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી. છતાં કોઇ ઉપાય વિશેષથી લોકોને તો રીઝવી શકાય, પણ હે પ્રભુ ! આપને કેમ રીઝવવા? એ બાબત અમને કાંઇ માર્ગ સૂઝતો નથી તેથી આપ તે દર્શાવો તોજ આ વાત બને તેમ છે. લોકોને રીઝવવાની રીતિ જૂદી છે અને લોકોત્તરને-પ્રભુને રીઝવવાની રીતિ જૂદી છે. એ બન્ને પ્રકારજ જૂદા છે. ત્યારે હવે કરવું શું? એ બાબતનો નિર્ણય કરવામાં સહાયરૂપ પ્રસ્તુત પ્રસંગને અનુસરતું એક દૃષ્ટાંત આપે છે કે એકદા શ્રી ભરત ચક્રવર્ત્તીને સમકાળે બે બાબતની વધામણી મળી. પહેલી ઋષભદેવ પિતાને કેવળજ્ઞાન થયું તેની અને બીજી આયુધશાળામાં ચક્રરત્ન પ્રકટ થયું તેની. આ બન્નેમાં પ્રથમ સત્કરણીય-માન આપવા યોગ્ય શું? એનો તેઓએ વિચાર કર્યો અને એને પરિણામે એવા નિર્ણય ઉપર આવ્યા કે "પ્રથમ તાતનો કેવળજ્ઞાન મહોત્સવજ કરવા યોગ્ય છે, કેમકે તે શાશ્વત સુખ આપનાર છે; જ્યારે ચક્ર તો અનેક પ્રકારના આરંભ વડે માત્ર રાજ્યલક્ષ્મી આપે તેમ છે કે જે આયુષ્યની પૂર્ણતાએ કાંઇજ ઉપયોગી થતી નથી, પરંતુ માઠી ગતિમાં બળાત્કારે લઇ જાય છે, માટે મારે તો પ્રભુનેજ રીઝવવા." આ નિર્ણય થયો તે વખતે વચ્ચે તેમના મનમાં એમ પણ થયું કે 'આ બાબત લોકો મારી ચર્ચા-ટીકા કરશે કે શું પ્રભુ જતા રહેવાના હતા કે એમના જ્ઞાનોત્સવ માટે ચક્રના પ્રકટીકરણની ઉપેક્ષા કરી!' પણ સાથે તેજ વખતે મનમાં સમાધાન કર્યું કે 'લોકો તો વિચિત્ર સ્વભાવવાળા છે! દુઃખે આરાધી શકાય તેવા છે માટે તેમની પરવા રાખવાની બીલકુલ જરૂર નથી! ભલે એમને ફાવે તેમ કહે! એમના કથન ઉપર ધ્યાન આપવા બેસીએ તો ખરો માર્ગ સાધી શકાય નહિ!' આ પ્રમાણે તેમના ચિત્તમાં સમાધાન થવાની સાથેજ તેઓએ

પ્રભુના કેવળજ્ઞાન મહોત્સવનો લાભ પહેલો લીધો. આ દૃષ્ટાંત આપી શ્રી યશોવિજયજી મહારાજ કહે છે કે મેં પણ ભરત રાજાની પેઠેજ નિર્ણય કર્યો છે. મારે પણ લૌકિક રીઝની કાંઇજ જરૂર નથી! ફક્ત સાંઇને-પ્રભુનેજ રીઝવવા છે એટલે લોકો તો એની મેળેજ રીઝશે-તેને રીઝવવા પડશેજ નહીં! આનો પરમાર્થ આમ પણ નીકળી શકે કે પૌદ્ગલિક પદાર્થો ઉપરથી જેમ જેમ રાગ ઘટાડવામાં આવે તેમ તેમ પ્રભુ ઉપર રાગ થતો આવે-વધતો જાય અને જેમ જેમ પ્રભુ ઉપર રાગ વધતો જાય તેમ તેમ પ્રભુ પણ અધિક અધિક રીઝતા જાય એ તદ્દન સ્વાભાવિક છે. શ્રીમદ્ દેવચંદ્રજી મહારાજે ઋષભ પ્રભુની સ્તુતિ કરતાં આને અનુસરતુંજ કહ્યું છે કે "પ્રીતિ અનંતી પર થકી, જે તોડે હો તે જોડે એહ કે; પરમ પુરૂષથી રાગતા, એકત્વતા હો દાખી ગુણગેહ." ઇત્યાદિ. ૩-૪-૫

---

ઉપરના સ્તવનમાં પ્રભુને રીઝવવાનો નિર્ણય કર્યો એટલે હવે પ્રભુને વંદન કરતાં, નમસ્કાર કરતાં, તેમની સ્તુતિ કરતાં ચિત્તને કેવો આહ્લાદ થાય છે? તે જણાવે છે. એ બધા તેમને રીઝવવાનાજ પ્રકારો છે.—

## ૨૯ શ્રી મુનિસુવ્રત સ્વામીનું સ્તવન.

**મુનિસુવ્રત જિન વંદતાં, અતિ ઉલ્લસિત તનમન થાયરે,**
**વદન અનોપમ નિરખતાં, મારાં ભવભવનાં દુઃખ જાયરે;**
**મારાં ભવ ભવનાં દુઃખ[1] જાય, જગતગુરૂ જાગતો સુખ કંદરે,**
**સુખકંદ અમંદ આણંદ, પરમગુરૂ દીપતો સુખ કંદરે. ૧**

---

૧ આ દુઃખ શબ્દ કર્મવાચી છે. કર્મના ફળરૂપે કહેલ છે.

ભાવાર્થ:—મુનિસુવ્રત જિનને વંદન કરવાથી તન અને મન હર્ષથી ઉભરાઇ જાય છે; ઉપમા રહિત પ્રભુના મુખને જોવાથી મારાં ઘણા ભવનાં બાંધેલાં કર્મો દૂર થાય છે; જગતના ગુરૂ જાગૃત છે, સુખના કંદ છે અને પરમ આનંદ ( સ્વરૂપ ) તથા દીપતા છે.

વિવેચન:—જગતની ત્રિકાળ અવસ્થાને જાણનાર અને ભલાં વ્રતોવાળા શ્રી મુનિસુવ્રત પ્રભુના ગુણો કર્તા સ્વગત વિચારે છે અથવા ભવ્ય જીવો પ્રત્યે કહે છે કે, શ્રી મુનિસુવ્રત સ્વામીને આગમમાં જણાવેલી વિધિપૂર્વક વંદન કરવાથી મારૂં તનુ (શરીર) હર્ષથી પ્રફુલ્લિત-રોમાંચિત-પુલકિત થઇ જાય છે અને મન અત્યાનંદમગ્ન થઇ જાય છે. વિધિપૂર્વક ક્રિયા કરવાનું ફળ ચિત્તની પ્રસન્નતા થવી એ છે અને એ પ્રસન્નતા થાય છે એટલે ક્રિયાનું યથાર્થ-ખરૂં ફળ નિર્મિત થાય છે. એથી ઉલટું-અવિધિએ કરનાર તેના ફળમાં બહુ ન્યૂનતા પામે છે છતાં વિધિપૂર્વક કરવાની સ્થિતિએ પહોંચતાં સુધી અવિધિપૂર્વક પણ ક્રિયામાર્ગ ચાલુ તો અવશ્ય રાખવોજ જોઇએ પણ તેનો અનાદર તો કયારે પણ નજ કરવો જોઇએ. માણસ પ્રથમ જે ક્રિયા કરે છે તે અવિધિથીજ થાય છે. પણ કરતાં કરતાં પૂછતાં સમજતાં વિધિપૂર્વક થાય છે. રસોઈ કરવા શિખનારને હાથે પ્રથમ રસોઈ કાચી પાકી થાય છે, બગડે છે, તો પણ જો કરવાનો અભ્યાસ ચાલુ રાખે છે તો ક્રમે ક્રમે તે સારી થાય છે. પણ શરૂઆતમાં બગડવાની ભીતિથી કંટાળી તે કરવાનું છોડી દે તો તે કયારે પણ રસોઈ સારી કરી શકેજ નહિ. તેમ અત્ર ક્રિયાને અંગે પણ સમજવાનું છે. છતાં અત્ર એક મુદ્દો ખાસ ધ્યાનમાં રાખવા જેવો છે. તે એ કે તે માણસનું સાધ્યબિંદુ રસોઇ શિખવા તરફ-સારી કરવા તરફજ હોય છે તેથી તે ચીવટ રાખી

આગળ વધતો જાય છે. પ્રથમ તે વિશેષ ભૂલો કરે છે પણ ક્રમે ક્રમે તેની ભૂલો ઘટતી જાય છે અને સુધારો વધતો જાય છે. તેજ મુજબ ક્રિયાકારકને શુદ્ધ વિધિમાર્ગ સુધી પહોંચવાની ખાસ ખંત-ઉપયોગની જાગૃતિ હોવી જોઇએ. પણ જો બાલ્યવયથી સામાયિક કરનારમાં વૃદ્ધાવસ્થા સુધી પણ સમતા ગુણ ન આવે અને એમ દરેક ક્રિયાઓને અંગે પરિણામ આવે તો તેવા માણસો તો હજી એકડાજ ઘૂંટે છે એમ કહીએ તો તેમાં લેશમાત્ર ખોટું નથી અને ઘાણીનો બેલ જેમ છ માસ ચાલે છતાં પોતાનાજ સ્થાનમાં હોય, તેમ તેવા જીવો પણ જેવા હતા તેવાને તેવાજ રહે છે. આ સ્થિતિ સુધરે તોજ ક્રિયાઓનું ખરૂં ( પૂરૂં) ફળ મળી શકે. કર્તા આગળ વધીને કહે છે કે એ પ્રભુના મુખને જગતના કોઈ પદાર્થની ઉપમા ઘટી શક્તી નથી–તેવો પદાર્થજ જગતમાં નથી કે જેની ઉપમા આપી શકાય તેથી તે નિરૂપમ છે અને એનું સાધ્યદૃષ્ટિપૂર્વક–પ્રભુના સત્ય સ્વરૂપની વિચારણાપૂર્વક નિરીક્ષણ–સૂક્ષ્માવલોકન કરવાથી મારાં અનેક ભવનાં સંચિત પાપકર્મો દૂર થાય છે. અત્ર પણ એક બાબત વિચારણીય છે કે દર્શનનું કાર્ય પ્રભુપ્રતિમાનું મુખ જોવામાં પર્યવસાન પામે–ત્યાંજ પૂર્ણતા પામે અને એ મુખ જે પ્રભુનું હોય તે પ્રભુનું ભૂતજીવન વિચારી એમનામાં શા શા ગુણો છે? તે વિચારવાની તસ્દી લેવામાં ન આવે, આંગી રચેલી હોય તો આંગીનાજ દર્શન થાય અને બોલાય કે વાહ વાહ! કેવી સુંદર આંગી રચી છે? પણ એ દર્શનથી પોતાને કંઈ ઇષ્ટસિદ્ધિ કરવી છે? તે ભૂલી જવામાં આવે તો આવા પ્રકારના દર્શનનું યથાર્થ ફળ ન મળે એ સમજવું મુશ્કેલ નથી. કહેવાની મતલબ એ છે કે દર્શનનો હેતુ સમજી દર્શન કરવું જોઇએ અને તોજ કર્ત્તા કહે છે તેમ ભવભવનાં દુઃખ જાય અને એ દર્શનનું પોતામાં પ્રતિબિંબ પડે એટલે પ્રભુના દર્શનથી આત્મામાં સમ્યક્ત્વદર્શન પ્રકટે. વળી

કહે છે કે એ ત્રણ જગતના ગુરૂ-મોક્ષનો સાચો માર્ગ બતાવવાથી ખરા ધર્મોપદેષ્ટા સદા જાગૃત છે-પરમોત્કૃષ્ટ અપ્રમાદ દશાના ધારક હોવાથી સદા સ્વ સ્વરૂપમાંજ રમી રહ્યા છે-લીન થઈ ગયા છે. વળી તેઓ સુખના મૂળરૂપ છે—સુખ માત્રના પ્રભવ-ઉત્પત્તિ સ્થાનરૂપ તેઓ છે. વળી પરમ આનંદમય છે અને લોકના અગ્ર ભાગે તેઓ દીપી રહ્યા છે-શોભી રહ્યા છે. ૧

---

નિશિદિન સૂતાં જાગતાં, હઇડાથી ન રહે દૂરરે;
જબ (જો) ઉપકાર સંભારીએ, તવ (તો) ઉપજે આનંદ
પૂરરે, તo જo સુo ૨

ભાવાર્થઃ—( એ પ્રભુ ) રાત્રિ અને દિવસ સૂતાં અને જાગતાં હૃદયથી દૂર થતા નથી. જ્યારે ( એમનો અમારા ઉપર કરેલો ) ઉપકાર યાદ કરીએ છીએ-કરૂં છું ત્યારે ભરપૂર આનંદ પ્રકટ થાય છે. ૨

વિવેચનઃ—એ કૃપાળુ પ્રભુ અમોને હંમેશાં યાદ આવે છે. અમે સુપ્ત કે જાગૃત અવસ્થામાં હોઇએ ત્યારે પણ તેઓ અમારા હૃદયમાંથી કયારે પણ દૂર ખસતા નથી. ઉઠતાં, બેસતાં, હરતાં, ફરતાં અને ટૂંકામાં કહીએ તો સર્વ સ્થિતિમાં એમને અમે અમારા હૃદયમાં વિરાજીત થયેલા જોઇએ છીએ. આ અમારા મનમંદિરમાં સ્થિતિ કરવારૂપ એમનો ઉપકાર તથા જે બોધથી અમે આવી ઉત્તમ સ્થિતિને પ્રાપ્ત થયા તે બોધ પૂરો પાડ્યો તે રૂપ તેમનો ઉપકાર-માત્ર એકાંત હિત બુદ્ધિએ, ફક્ત અમો કેમ ઉન્નતિને પામીએ ?-સંસારમાંથી કેમ નિસ્તરીએ ? એજ ઉદ્દેશથી કરેલો ઉપકાર અમે જ્યારે જ્યારે સંભારીએ છીએ ત્યારે ત્યારે એ ઉપકારના ગર્ભમાં રહેલી નિઃસ્વાર્થતા જોઇ અમને અપૂર્વ આનં-

દનો સમૂહ પ્રકટ થાય છે-અમે આનંદરૂપ સરોવરમાં ઝીલીએ છીએ-સર્વાંગે સ્નાન કરીએ છીએ. આ ગાથા કર્ત્તાની ઉત્તમ ધ્યાનાવસ્થા સૂચવે છે, અન્યથા 'પ્રભુ હૈડાથી ન રહે દૂરરે' એ ઉદ્ગારો નીકળવાનું બની શકે નહિ. ૨

---

પ્રભુ ઉપકાર ગુણે ભર્યા, મન અવગુણ એક ન સમાયરે;
ગુણ ગુણ અનુબંધી હુઆ, તે તો અક્ષય ભાવ કહાયરે,
તે૦ જ૦ સુ૦ ૩

ભાવાર્થઃ—પ્રભુ ઉપકારગુણથી ભરેલા છે અને મનને વિષે એક પણ અવગુણ સ્થાન મેળવી શકે તેમ નથી. એ ગુણો અન્ય ગુણની પરંપરાને મેળવી આપે એવા અનુબંધવાળા છે અને તે બધા ક્ષાયિક ભાવવાળાજ કહેવા યોગ્ય છે. ૩

વિવેચનઃ—એ પ્રભુ પૂર્વોક્ત પ્રકારે ઉપકાર ગુણથી ભરેલા છે અને તેમના ગુણોથી પૂર્ણ એવા મનને વિષે એક પણ અવગુણ સમાઇ શકતો નથી. એ સ્થિતિ પામેલો કોઇ પણ જીવ એ સ્થિતિથી ક્યારે પણ પતિત થતો નથી પણ કર્મનો ક્ષય કરતો આગળજ વધતો જાય છે અને પૂર્વપ્રાપ્ત ગુણોથી નવા નવા ગુણની પરંપરાને મેળવતો જાય છે-પૂર્વ ગુણો ઉત્તર ગુણોને ખેંચી લાવે છે અને જે નવા નવા ગુણો પ્રાપ્ત થતા આવે છે તે બધા મોહનીયાદિ કર્મના ક્ષયથી પ્રકટ થયેલા હોવાથી અક્ષય ભાવવાળા-નિરંતર રહેનારા છે-આવ્યા તે જવાના હોતાજ નથી. આ ગાથામાં કર્તાએ પ્રથમ ક્ષાયિક સમ્યકત્વનું સ્વરૂપ બતાવ્યું છે અને પછી એ ગુણપ્રાપ્ત જીવ ક્ષપકશ્રેણિ આરોહે-માંડે અને તેવડે અક્ષય ગુણોને ઉપાર્જન કરતો કરતો પ્રાંતે અક્ષય પદને પામે એ ભાવ બતાવ્યો છે. જે બાબત વિશેષ હવેની ગાથામાં કહે છે. ૩

**અક્ષય પદ દીએ પ્રેમજે, પ્રભુનું તે અનુભવ રૂપરે;**
**અક્ષર સ્વર ગોચર નહિ, એ તો અકળ અમાપ્ય અરૂપરે,**
**એ૦ જ૦ સુ૦ ૪**

ભાવાર્થઃ—( પ્રભુ ઉપર કરેલો ) જે પ્રેમ અક્ષય પદને આપે છે તે પ્રભુનું અનુભવેલું ( પદ છે ), ( તેનું સ્વરૂપ ) અક્ષર તથા સ્વરદ્વારા પ્રકાશી શકાતું નથી ( કારણ કે ) એ તો ન કળી શકાય, ન માપી શકાય અને ન જોઈ શકાય ( તેવું છે. )

વિવેચનઃ—પ્રભુ ઉપર માત્ર સ્વ સ્વરૂપની પ્રાપ્તિ અર્થે જે પ્રશસ્ત રાગ કરવામાં આવે તેથી અનુક્રમે ભવ્ય પ્રાણીને 'ત્રીજી ગાથાના વિવેચનના પ્રાંત ભાગમાં જણાવવામાં આવ્યું તેવું અક્ષયપદ—મોક્ષપદ મળે છે. રાગથી અક્ષયપદ કેમ મળે ? એ શંકાનું નિરાકરણ આ રીતે થઇ શકે. મોક્ષપદ મેળવવાની જીવને જ્યારે અભિરૂચિ થાય છે ત્યારે તેનો સાંસારિક અપ્રશસ્ત રાગ, ધીમે ધીમે ઘટી જઇ પ્રશસ્તતામાં ફેરવાઇ જાય છે. બાદ તે જીવ જ્યારે સ્વ સ્વરૂપને સમજવા જેટલું જ્ઞાન પ્રાપ્ત કરે છે ત્યારે પ્રભુ ઉપરનો રાગ આત્મામાંજ લય પામે છે એટલે તે મોક્ષપદ મેળવે છે. પણ તે પદની પ્રાપ્તિ થવામાં કારણરૂપે પ્રથમ પ્રશસ્ત રાગ હતો તેથી તેને યશ અપાવવા માટે એમજ કહેવાય કે પ્રભુ ઉપરના પ્રેમે અમને મોક્ષપદ પ્રાપ્ત કરાવી આપ્યું. દુષ્કાળમાં કોઇ શેઠના આશ્રયથી આપણે વર્ષ ઉતરીએ તેમાં જો કે મુખ્ય કારણ આપણો પુન્યોદયજ હોય છે ( તે ન હોય તો શેઠને પણ તેવો વિચાર ન આવે ) છતાં તે શેઠને યશ આપી આપણે એમ કહીએ કે 'જો આપનો આવા નબળા વખતમાં આશ્રય ન મળ્યો હોત તો અમે જીવી શકત નહિ, આપેજ અમોને જીવતા રાખ્યા છે.' તેમ અત્ર પણ સમજવું યોગ્ય છે. કર્ત્તા કહે છે કે તે અક્ષય પદને

પ્રભુ સદા અનુભવે છે–સિદ્ધિ ગતિમાં તેને સદા ભોગવી રહ્યા છે. તે પદનું સ્વરૂપ એટલું બધું ગૂઢ અને વિશાળ છે કે તેનું વર્ણન કરવા જેટલાં વ્યંજન અને સ્વર નથી–તે વાણીને અગોચર છે. અનેક ભવો વ્યતીત થાય તો પણ તેનું સ્વરૂપ પૂર્ણ રીતે કથી શકાય તેમ નથી કારણ કે તેની ગૂઢતા છદ્મસ્થથી ન જાણી શકાય તેવી અને સ્વરૂપસ્થિતિ ન જોઇ શકાય તેવી છે. છદ્મસ્થનું ઉત્કૃષ્ટ જ્ઞાન જો કે શ્રુતકેવળી તરીકે તેને ઓળખાવે છે તેથી તે સર્વ વસ્તુનું વાસ્તવિક સ્વરૂપ જાણી શકે છે પણ કહી શકતા નથી. અક્ષય પદના પ્રત્યક્ષ જ્ઞાનવાળા કેવળી ભગવાન્ પણ તે પદના સ્વરૂપને પૂર્ણ રીતે કહેવા સમર્થ થતા નથી તો પછી છદ્મસ્થ જીવ તેને પૂર્ણ રીતે ક્યાંથી કહી શકે? નજ કહી શકે! તેથીજ તેને અકળ, અમાપ્ય અને અરૂપ કહેવામાં આવે છે. કર્ત્તા છેવટની ગાથામાં આનાજ સમર્થનમાં કહે છે. ૪

---

અક્ષર થોડા ગુણ ઘણા, સજ્જનના ( પ્રભુજીના ) તે ન
લિખાય (કહેવાય) રે;
વાચક યશ કહે પ્રેમથી, પણ મનમાંહે પરખાયરે, પ. જ.
સુ૦ ૫

ભાવાર્થ:—પ્રભુના ગુણ ઘણા છે પણ તેનું સ્વરૂપ સમજાવવા શબ્દો થોડા છે, તેથી તે યથાર્થ રીતે વર્ણવી શકાય તેમ નથી. પરંતુ વાચક યશ કહે છે કે જો પ્રભુ ઉપર પ્રેમ હોય તો તેથી તે ગુણો મનમાં જાણી શકાય તેમ છે. ૫

વિવેચન:—કર્ત્તાએ ચોથી ગાથામાં કહ્યું છે કે અક્ષય પદનું સ્વરૂપ વાણીને ગોચર થાય તેવું નથી, તેજ પ્રમાણે અત્ર પણ કહે છે કે પરમાત્મામાં રહેલા ગુણો એટલા બધા છે કે તે સર્વનું યથા-

સ્થિત સ્વરૂપ સમજાવવા કદી પ્રયાસ કરવામાં આવે તો તેને માટે પૂરતા શબ્દો-અક્ષરોજ મળી શકે તેમ નથી, તેથી તે પુરે પૂરા વર્ણવી શકાય તેમ નથી. અગાઉ જે અક્ષય પદ કહ્યું તેમાં અને પરમાત્માના ગુણોમાં, ગુણી અને ગુણની એકતા-અભિન્નતા હોવાથી કાંઇજ તફાવત નથી. વાચક યશ કહે છે કે જો કે પ્રભુના ગુણો વાણીદ્વારા કહી શકાય તેમ નથી પરંતુ પ્રભુ ઉપર જો ખરેખરો પ્રેમ હોય તો તે ગુણોની આપણા મનને પ્રતીતિ-ખાત્રી થઇ શકે તેમ છે. જગતમાં કેટલાક પદાર્થો એવા પણ હોય છે કે જેના ગુણ આપણે અનુભવદ્વારા જાણતા હોઇએ છતાં તેનું વર્ણન શબ્દદ્વારા કરવા અસમર્થ હોઇએ. દાખલા તરીકે પાણીનો વર્ણ તથા રસાદિ તથા ઘીનો સ્વાદ આપણે કહી શકતા નથી. તેમજ ગોળ, ખાંડ, સાકર, દ્રાક્ષ અને મધ વગેરેની મિષ્ટતાના પૃથક્કરણો આપણને પૂરવામાં આવે તો આપણે એટલુંજ કહી શકીશું કે 'તે બધા પદાર્થો મીઠા-ગળ્યા છે પણ દરેકમાં રહેલી મિષ્ટતાની તરતમતા અમે કહી શકીએ તેમ નથી' તેમજ પ્રભુના ગુણ પણ પ્રેમ યોગે અનુભવદ્વારા જાણી શકાય પણ તેને વાણીદ્વારા કહી શકાય નહિ. કર્ત્તા અન્યત્ર પણ ( સિદ્ધપદની પૂજામાં ) આવો ભાવ લાવ્યા છે કે 'જાણે પણ ન શકે કહી પુર ગુણ' ઇત્યાદિ. જગતમાં જેના ઉપર આપણે પ્રેમ રાખીએ તેના ગુણો આપણા હૃદયમાં વસે છે. તેમજ પ્રભુ ઉપર પ્રેમ રાખવાથી તેમનામાં રહેલા ગુણો પણ આપણા હૃદયદ્વારા સમજી શકાય છે. આ ગાથાના પૂર્વાર્ધનો અર્થ બીજી રીતે પણ થઇ શકે છે તે એમ કે 'પરમાત્મા' એ શબ્દના અક્ષર થોડા છે પણ તેના ગુણો ઘણા છે. આ અર્થથી પણ પ્રભુના ગુણોનું માહાત્મ્યજ સૂચવાય છે. ૫

—❖—

ઉપરના સ્તવનમાં છેવટે કહ્યું કે પ્રભુના ગુણ કહી શકાય તેમ તો નથી પણ જો ખરો પ્રેમ હોય તો મનમાં સમજાય–અનુભવાય તેમ છે. એવા ભગવંત પ્રત્યે પ્રેમવાળા જીવોને આત્મિક સુખની પ્રાપ્તિ થાય તે તો સિદ્ધ હકીકત છે પરંતુ સાંસારિક સુખની પણ તેને પ્રાપ્તિ થાય છે. તેને માટે હવે પછીના સ્તવનમાં પ્રભુભક્તિથી પ્રાપ્ત થતા ઐહિક સુખને કર્ત્તા વર્ણવે છે. ઐહિક સુખાભિલાષીને માટે આ હકીકત પણ ઉપયોગી છે, કેમકે તે અપેક્ષાએ પણ તે ભક્તિપરાયણ થાય છે.—

## ૨૧ શ્રી નમિનાથ સ્વામીનું સ્તવન.

શ્રી નમિજિનની સેવા કરતાં, અલિય વિઘન સવિ દૂરે નાસેજી;
અષ્ટ મહાસિદ્ધિ નવનિધિ લીલા, આવે બહુ મહમૂર પાસેજી.
શ્રી૦ ૧

મયમત્તા અંગણ ગય ગાજે, રાજે તેજી તુખાર તે ચંગાજી;
બેટા બેટી બંધવ જોડી, લહીએ બહુ અધિકાર રંગાજી, શ્રી૦૨

વલ્લભ સંગમ રંગ લહીજે, અણવાલહા હોય દૂર સહેજેજી;
વાંછા તણો વિલંબ ન દૂજે, કારજ સીઝે ભૂરી સહેજેજી, શ્રી૦ ૩

ચંદ્રકીરણ ઉજ્જવલ યશ ઉલસે, સૂરજ તુલ્ય પ્રતાપી દીપેજી;
જે પ્રભુ ભક્તિ કરે નિત્ય વિનયે, અરિયણ બહુ પ્રતાપી ઝીપેજી.
શ્રી૦ ૪

મંગલમાલા લચ્છિ વિશાલા, બાલા બહુલે પ્રેમ રંગેજી;
શ્રી નયવિજય વિબુધ પય સેવક, કહે લહીએ સુખ પ્રેમ અંગે-
જી. શ્રી૦ ૫

---

વિવેચનઃ—આ સ્તવનનો અર્થ સહેલો હોવાથી પ્રથમથીજ વિવેચન લખવામાં આવ્યું છે. પરિસહ ઉપસર્ગાદિને નમાવનાર એવા શ્રી નમિનાથ પ્રભુની સેવાનાં ફળો કર્ત્તા ગણાવે છે. પ્રભુની સેવા કરવાથી કોઇ પણ ચીજ ન મળે એવું છેજ નહિ. ટૂંકામાં કહીએ તો જે ઇચ્છીએ તે મળે છે. પણ પ્રભુભક્તિ કરીને તેના ફળ તરીકે પૌદ્ગલિક પદાર્થોની ઇચ્છા કરવી એથી ભક્તિનું ખરે ખરૂં ફળ હારી જવાય છે, તેથી એવી ઇચ્છા કરવી કે નહિ ? તે સેવા કરનારે પોતેજ વિચારવું ઘટે છે. રચનાર મહાશય કહે છે કે શ્રી નમિનાથ પ્રભુની સેવા કરતાં જેનાથી આપણને હાનિ થાય—શારીરિક, માનસિક, આર્થિક કે કૌટુંબિક નુકશાન થાય તેવાં વિઘ્ન માત્ર—અંતરાયો—પૌદ્ગલિક કે આત્મિક સુખ ભોગવતાં આડાં આવતાં—નડતાં કારણો સર્વથા દૂર થઇ જાય છે તો પછી સામાન્ય વિઘ્નો દૂર થાય તેનું તો કહેવુંજ શું ? વળી આઠ મ્હોટી સિદ્ધિ—શક્તિઓ તથા નવ નિધાનનો વૈભવ—સંપત્તિનો ભંડાર પ્રકટે છે અને તે ઉપરાંત અન્ય સંપત્તિના અનેક પ્રકારો તેની સમીપે આવે છે. ૧

એ પ્રભુની સેવા કરવાથી સેવકના ઘરના આંગણામાં મદોન્મત્ત—બળવાન હાથીઓ ગાજે છે અને મનોહર—સુંદર તેજી—ચાલાક ઘોડાઓ શોભી રહે છે. તેને પુત્રીઓ અને બંધુની જોડી તથા રાજ્યાદિમાં ઉંચા હોદ્દાઓ તથા માન ભરેલાં પદો ( ડીગ્રીઓ ) પ્રાપ્ત થાય છે. પુર્વ ભવે કરેલી સેવાનું ફળ આ ભવમાં પણ મળે

છે અગર આવતા ભવમાં પણ મળે છે. એમ ત્રિકાળની અપેક્ષાએ ફળની પ્રાપ્તિ સમજવી ઘટે છે. ૨

પ્રભુની સેવા કરવાથી બીજું શું શું મળે છે ? તે કહે છે. ઇષ્ટજન તથા ઇચ્છિત પદાર્થો અને આરોગ્ય આદિનો સંયોગ થવાથી આનંદ પ્રાપ્ત થાય છે અને અપ્રિયજન તથા અનિષ્ટ પદાર્થો અને રોગાદિ સ્વાભાવિક રીતે દૂર થઇ જાય છે. આ સર્વ થવામાં માત્ર વાંચ્છાનોજ વિલંબ હોય છે. બીજા કારણે વિલંબ થતો નથી. ઇચ્છવાની સાથેજ સર્વ આવી મળે છે. આ સ્થૂલ નયનું વચન છે. વાસ્તવિક રીતે તો ઇચ્છા પણ કરવી પડતી નથી સર્વકાર્ય સ્વાભાવિક રીતેજ સિદ્ધ થાય છે. ૩

કર્ત્તા વળી આગળ જતાં કહે છે કે જે ભવ્ય જીવ નિરંતર વિનય તથા બહુમાનપૂર્વક પ્રભુની સેવા-ભક્તિ કરે છે-એક દિવસ પણ પ્રભુભક્તિ વિના જાય એ જેના અંતઃકરણને મુદ્દલ રૂચતું નથી તેનો યશ જગતમાં ચંદ્રના કીરણની જેવો ઉજળો વિસ્તરે છે-ફેલાય છે-તે યશને કોઈ દિવસ કલંક લાગતું-ચ્હોંટતું નથી-તે સદા નિષ્કલંક રહે છે. અહીં કવિએ ચંદ્રના કીરણની ઉજ્જવલતાની ઉપમા આપી છે પણ ચંદ્રની ઉજ્જવલતાની ઉપમા આપી નથી. તેનો હેતુ એ છે કે જેમ કીરણો દિશાઓમાં વિસ્તરે છે તેમ યશ પણ દિશાઓમાં વિસ્તરે છે. વળી તે ભવ્ય જીવનો પ્રતાપ-ઉગ્રતેજ સૂર્યની જેમ દીપી નીકળે છે-ચક્રવર્તીની આજ્ઞા જેમ આખું જગત્ મસ્તકે ચ્હડાવે છે તેમ આનો પ્રતાપ પણ દિગંત સુધી પહોંચે છે અને એવા પ્રતાપ વડે તે પોતાના સમસ્ત શત્રુઓને જીતી લે છે—પોતાની આજ્ઞાને શિરોધાર્ય કરનારા કરી મૂકે છે. ૪

શ્રી નયવિજય પંડિતના ચરણસેવક વાચકયશ કહે છે કે પ્રભુ ઉપર પ્રેમ કરવાથી ઘરમાં મંગળની માળાઓ-કલ્યાણની

પરંપરા-શ્રેણિઓ પ્રકટે છે તથા વિપુલ લક્ષ્મી-બહુ ધનની પ્રાપ્તિ થાય છે. તેમજ બાળ બચ્ચાં તથા કુટુંબ પરિવાર બહુ પ્રકારે પ્રેમના રંગ-દ્રઢરાગ પૂર્વક સર્વ સાંસારિક તેમજ ધાર્મિક કાર્યોમાં સદા અનુકૂળ થાય છે. દરેક કાર્યોમાં પોતાનાં સ્વજનો તથા સગાં વ્હાલાંઓ અનુકૂળ હોય તોજ તે સંગીન રીતે થાય છે-પાર પડે છે. આ બાબત રોજના અનુભવની હોવાથી એ બાબત વિશેષ લખવાની જરૂર નથી. આ આખા સ્તવનનો સાર એ છે જે પ્રભુની સેવા કરનારનું જીવન આ લોકમાં પણ સર્વ રીતે સુખી હોય છે. ૫

ઉપરના સ્તવનમાં પ્રભુભક્તિથી ઐહિક સુખની પણ પ્રાપ્તિ થવાનું સૂચવી ત્યાર પછીના આ સ્તવનના પ્રારંભમાં ઐહિક સુખાભિલાષી રાજિમતિના મોહનું ચિત્ર આળેખે છે અને પછી જ્યારે એ મોહને નિરર્થક જાણ્યો અને પ્રભુને નિરાગી જાણ્યા ત્યારે એ મોહને વિવેકમાં ફેરવી નાંખી પ્રભુ પાસે ચારિત્ર ગ્રહણ કરી તેણે આત્મહિત સાધી લીધું અને અવિનાશી સુખ પ્રાપ્ત કર્યું તે બતાવે છે.—

# ૨૨ શ્રી નેમિનાથ સ્વામીનું સ્તવન.

તોરણ આવી રથ ફેરી ગયારે હાં, પશુઆં દેઈ દોષ, મેરે વાલમા;
નવ ભવ નેહ નિવારીયોરે હાં, શો જોઈ આવ્યા જોષ? મેરે૦ ૧
ચંદ્ર કલંકી જેહથીરે હાં, રામને સીતા વિયોગ, મેરે૦
તેહ કુરંગને વયણડેરે હાં, પતિ આવે કુણ લોગ? મેરે૦ ૨

ઉતારી હું ચિત્તથીરે હાં, મુક્તિ ધૂતારી હેત, મેરે૦
સિદ્ધ અનંતે ભોગવીરે હાં, તેહ શું કવણ સંકેત? મેરે૦ ૩
પ્રીત કરંતાં સોહીલીરે હાં, નિરવહેતાં જંજાળ, મેરે૦
જેહવો વ્યાલ ખેલાવવોરે હાં, જેહવી અગનની ઝાળ, મેરે૦ ૪
જો વિવાહ અવસરે દાયોરે હાં, હાથ ઉપર નવિ હાથ, મેરે૦
દીક્ષા અવસર દીજીએરે હાં, શિર ઉપર જગનાથ, મેરે૦ ૫
ઈમ વલવલતી રાજુલ ગઇરે હાં, નેમિ કને વ્રત લીધ, મેરે૦
વાચક યશ કહે પ્રણમીએરે હાં, એ દંપતી દોય સિદ્ધ, મેરે૦ ૬

વિવેચનઃ—સંકટનો નાશ કરવામાં ચક્રેશ્વર સમાન શ્રી નેમિનાથ પ્રભુની કર્તા સ્તુતિ કરે છે. ચક્રવર્તીનું ચક્ર જેમ વૈરીઓનું મસ્તક છેદે છે તેમ પ્રભુનું ધર્મચક્ર ચાર ગતિનો ઉચ્છેદ કરે છે, તેથી પ્રભુને અરિષ્ટનેમિ પણ કહેવામાં આવે છે. રાજિમતિનો વિલાપ આ સ્તવનમાં ચિતર્યો છે. રાજિમતિ નેમિનાથપ્રભુને ઉદ્દેશીને કહે છે કે " હે પ્રાણનાથ ! ગૌરવ આપવાને માટે એકઠાં કરી પાંજરામાં પૂરેલા પશુ તથા પક્ષીઓની ફરીયાદ સાંભળીને આપ તોરણ સુધી આવ્યા છતાં ત્યાંથી રથ ફેરવી પાછા ચાલ્યા ગયા. તે વખતે અનેક વડિલ જનોએ આપને અનેક રીતે વિનવ્યા હતા પણ એઓની વિનતિ ઉપર આપે લક્ષ્ય આપ્યું નહિ અને મારી સાથેના નવ ભવના સ્નેહનો અંત લાવ્યા. આવી સ્થિતિ બની (લગ્નમાં વિઘ્ન પડ્યું) તો આપ એવો કેવી જાતનો જોષ જોઇને આવ્યા હતા? લગ્નને યોગ્ય મુહૂર્ત જોવામાં કાંઈ ફેર તો અવશ્ય પડ્યો ! નહિતર આમ બનેજ નહિ ! " ૧

" જેનાથી ચંદ્ર કલંકિત-લાંછનવાળો છે અને જેના નિમિત્તે રામને સીતાનો વિયોગ થયો ( રામાયણમાં આ હકીકત પ્રસિદ્ધ

છે ) તે કુરંગના વચન માત્ર-પોતાના છૂટકારાને માટે કરેલી પ્રાર્થના ઉપરથીજ ( પણ બીજા કોઈ કારણે નહિ ) આપ પાછા વળ્યા એ હકીકતની કોને પ્રતીતિ આવે?-ક્યા માણસોને એમાં વિશ્વાસ બેસે ?—એ વાત કોણ સાચી માને ? હું તો એ હકીકતને કદાચ સત્ય તરીકે સ્વીકારૂં પણ લોકો તે કેમ માને ? લોકો તો એમાં કાંઇક બીજું પ્રબળ કારણ હશે એવીજ કલ્પના કરે તે સાથે આપ કુરંગના વચન-કથન ઉપરથી પાછા ફર્યા છો એ ઉપર મને પણ શક ઉત્પન્ન થાય છે. મને તેમાં કાંઇ બીજુંજ કારણ હોય એમ લાગે છે. મૃગની દયા તો તેમાં એક બ્હાના રૂપ છે—લોકોને દેખાડવા-સમજાવવા માટેજ છે. પણ લોકો એટલા બધા ભોળા નથી કે આપની એ યુક્તિ ન સમજે ! ” ૨

રાજિમતિને જે શક ઉત્પન્ન થયો છે તેનું કારણ હવે તે જણાવે છે. “ હે સ્વામિન ! આપે મને ચિત્તથી ઉતારી-મનથી વિસારી દીધી એનું કારણ એજ છે કે અનંત સિદ્ધની ભોગવેલી અને અનેક મુમુક્ષુઓને પણ પોતાની તરફ આકર્ષનારી એવી ધૂતારી મુક્તિવધૂ કે જે પણ્યાંગના તરીકે પોતાનો નિર્વાહ કરે છે તેને મેળવવાની આપની ઇચ્છા થઈ. કોણ જાણે આપને અને એને શો સંકેત થયો હશે ? પરંતુ એ કારણેજ આપે મને તજી દીધી એમ હું માનું છું ! ” ૩

“ હે પ્રભુ ! જગત્માં કોઇ સાથે પ્રીતિ કરવી હોય તો તે સ્હેલું કાર્ય છે પણ તેને છેવટ સુધી નિભાવી રાખવી તેમાંજ મુશ્કેલી છે. પ્રીતિ કરનારા તો ઘણા મનુષ્યો હોય છે પણ તેને ટકાવી રાખનારા બહુ થોડા હોય છે. જેમ સર્પને રમાડવો અને અગ્નિની જ્વાલા પકડવી એ સ્હેલાં કાર્યો નથી તેમ પ્રીતિ નિર્વહવાને અંગે પણ સમજવું. આમ કહેવાની મારી મતલબ એ છે કે કાંતો આપે પ્રીતિ કરવી ન્હોતી ! પણ જ્યારે કરી તો તેને પૂર્ણ રીતે નિભાવ-

વાની જરૂર હતી ! બાકી આપ મને છોડીને ગયા એ તો બીલકુલ વ્યાજબી કર્યું નથી ! " ૪

રાજિમતિએ જ્યારે જાણ્યું કે પ્રભુ તો નિરાગી ઠર્યા એટલે હવે તેના વર્ત્તન સંબંધી કાંઈ પણ બોલવું એ તદ્દન નિષ્ફળ છે ત્યારે તેણે છેવટે સંતોષ પકડી, ધૈર્ય ધારણ કરી, એક પ્રાર્થના કરવી ઉચિત ધારી અને કહ્યું કે " હે જગન્નાથ ! લગ્ન વખતે આપે મારા હસ્ત ઉપર આપનો હસ્ત મૂકયો નહિ તે તો જાણે થયું ! પણ હવે હું આપની પાસે એટલું માગી લઉં છું કે જ્યારે હું આપની પાસે સંયમ ગ્રહણ કરૂં ત્યારે મારા મસ્તક ઉપર આપ આપનો હસ્ત ધરવા અવશ્ય કૃપા કરશો ! " ગુરૂ દીક્ષા આપતી વખતે વાસક્ષેપ નાંખે ત્યારે મસ્તક ઉપર હાથ આવે છે એ હકીકતને યાદ કરીને રાજિમતિએ આ પ્રાર્થના કરી છે. ૫

આ પ્રકારે સાંભળનારને પણ દયા ઉપજે તેવી રીતે વિલાપ કરીને રાજુલ નેમિપ્રભુ પાસે ગઈ અને સંયમ ગ્રહણ કરી, પ્રભુનો હાથ પોતાના મસ્તક ઉપર ધરાવીને, પોતાની ઈચ્છા પૂર્ણ કરી. વાચકયશ કહે છે કે એ બન્ને દંપતિ પ્રાંતે સિદ્ધ થયેલા હોવાથી આપણે તેઓને બે હાથ જોડી નમસ્કાર કરવો ઘટે છે. ૬

---

ગત સ્તવનમાં નેમિનાથ પરમાત્મા પાસે રાજિમતિએ ચારિત્ર લીધાની હકીકત છેવટે કહી છે. હવે એવા નિરાગી–વીતરાગી પરમાત્માની અનેક ઉપમાવડે સર્વ મુનિઓમાં પણ શ્રેષ્ઠતા છે એમ બતાવે છે.—

# શ્રી પાર્શ્વનાથ સ્વામીનું સ્તવન.

વામાનંદન જિનવર મુનિમાંહે વડોરે કે મુનિમાંહે વડો,

જિમ સુરમાંહિ સોહે સુરપતિ પરવડોરે કે સુરપતિ પરવડો;
જિમ ગિરિમાંહિ સુરાચલ, મૃગમાંહે કેશરીરે કે મૃગમાંહે કેશરી,
જિમ ચંદન તરૂમાંહિ, સુભટમાંહિ શૂર અરિરે સુભટ૦ ૧

નદીય માંહિ જિમ ગંગ, અનંગ સુરૂપમાંરે અનંગ૦
ફૂલમાંહિ અરવિંદ, ભરતપતિ ભૂપમાંરે ભરતપતિ૦
ઐરાવણ ગજમાંહિ, ગરૂડ ખગમાં યથારે ગરૂડ૦
તેજવંત માંહિ ભાણ, વખાણ માંહિ જિનકથારે વખાણ૦ ૨

મંત્રમાંહિ નવકાર, રત્નમાંહિ સુરમણિરે રત્નમાંહિ૦
સાયરમાંહિ સ્વયંભૂ-રમણ શિરોમણિરે કે રમણ૦
શુકલ ધ્યાન જિમ ધ્યાનમાં, અતિ નિર્મલપણેરે કે અતિ૦
શ્રી નયવિજય વિબુધ પય સેવક, ઈમ ભણેરે કે સેવક૦ ૩

વિવેચનઃ—જીવાજીવાદિ સમસ્ત ભાવોને જાણનાર એવા શ્રી પાર્શ્વ પ્રભુની કર્તા સ્તુતિ કરે છે—સ્વગત વિચારે છે કે જિનો—સામાન્ય કેવળીઓમાં શ્રેષ્ઠ એવા શ્રી વામા રાણીના પુત્ર સમસ્ત મુનિઓ માંહે સૌથી મ્હોટા છે. સમસ્ત મુનિઓ છદ્મસ્થ અથવા સામાન્ય કેવળી વગેરે હોય છે, જ્યારે આ પોતે તીર્થંકર કેવળી છે તેથી સૌમાં ઉત્કૃષ્ટ પદે વિરાજે છે. આ ઉત્કૃષ્ટતાના સમર્થનમાં કર્તા ભિન્ન ભિન્ન દૃષ્ટાંતો આપે છે કે જેમ દેવો માંહે ઈંદ્ર શ્રેષ્ઠ રીતે શોભે છે, જેમ પર્વતોમાં મેરૂ પર્વત, જે એક લાખ યોજન ઉંચો છે, જેની ઉપર ઇંદ્રાદિ દેવો તીર્થંકરોનાં જન્મ કલ્યાણકોનાં મહોત્સવો કરે છે, જે અનેક શાશ્વતાં જિનમંદિરોથી વિભૂષિત છે અને જે સોના, રૂપા તથા રત્નો વડે મંડિત હોવાથી

શોભે છે, જેમ મૃગો (ઉપલક્ષણથી સર્વ વનચર પશુઓ )માં કેશરીસિંહ શોભે છે, જેમ વૃક્ષોમાં ચંદન—સુખડનું વૃક્ષ સુગંધી અને શીતળતા કરનાર હોવાથી શોભે છે અને જેમ લડવૈયાઓમાં શત્રુઓનું નિર્દલન—ઉન્મૂલન કરનાર-નિકંદન કાઢનાર બહાદૂર યોધો શોભે છે તેમ મુનિઓમાં પ્રભુ શોભે છે. ૧

તેજ પ્રમાણે જેમ નદીઓમાં ગંગા નદી, જે અન્ય મતમાં પતિતપાવની અને અધમોદ્ધારણી આદિરૂપે ઓળખાય છે તે શોભે છે, જેમ સ્વરૂપવાન્ પુરૂષોમાં કામદેવ જે લૌકિક મતમાં અદ્વિતીય રૂપવાન્ અને રતિ અને પ્રીતિ નામની બે અતિ સુરૂપા સ્ત્રીઓ વાળો કહેવાય છે તે શોભે છે, જેમ પુષ્પોમાં કમળનું પુષ્પ શોભે છે. જેમ રાજાઓમાં ભરત ચક્રવર્તી છ ખંડ પૃથ્વીના જીતનાર હોવાથી શોભે છે, જેમ હસ્તીઓમાં ઐરાવણ-ઇંદ્રનો ઉજ્જવળ હાથી શોભે છે, જેમ પક્ષીઓમાં ગરૂડ, પક્ષીઓનો રાજા હોવાથી શોભે છે, જેમ તેજસ્વી—પ્રકાશવાળી વસ્તુઓમાં સૂર્ય શોભે છે અને જેમ વ્યાખ્યાનો અને કથાઓમાં તીર્થંકર કથિત–પ્રણીત વ્યાખ્યાનો અને કથાઓ શોભે છે-બીજાં વ્યાખ્યાનો અને કથાઓ જ્યારે રાગ તથા દ્વેષનાં વર્ધક હોય છે ત્યારે જિનકથા રાગ અને દ્વેષની ઉચ્છેદક હોય છે તેથી તે શોભે છે તેમ મુનિઓમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુ અગ્રપદ વિરાજે છે. ૨

તેજ મુજબ જેમ મંત્રોમાં ચિંતામણિ રત્ન મનોવાંછિત પદાર્થોને પૂરનાર હોવાથી શોભે છે, જેમ સમુદ્રોમાં સ્વયંભૂરમણ સમુદ્ર સૌથી મ્હોટો હોવાથી શોભે છે અને જેમ ધ્યાનોમાં શુકલ ધ્યાન મોક્ષપદ પ્રાપ્ત કરાવનાર હોવાથી અતિ નિર્મળ રૂપે શોભે છે તેમ મુનિઓમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુ ઉત્કૃષ્ટ પદ ધરાવે છે એમ શ્રી નયવિજયજી પંડિતના ચરણ કમળના સેવક ( વાચકયશ ) કહે છે. ૩

ઉપર પ્રમાણે અનેક દૃષ્ટાંતો વડે સર્વ મુનિઓમાં પરમાત્મા શ્રેષ્ઠ છે એમ સિદ્ધ કર્યું છે પરંતુ તેવી શ્રેષ્ઠતાનું કારણ એ પરમાત્મામાં જે સર્વોત્કૃષ્ટ ગુણો છે તેજ છે—તેના વડેજ તેઓ સર્વમાં શ્રેષ્ઠ કહેવાય છે તેથી હવે પ્રભુના ગુણોનું મહત્ત્વ સૂચવતા સતા કર્ત્તા સ્તુતિ કરે છે.—

## ૨૪ શ્રી વર્દ્ધમાનસ્વામીનું સ્તવન.

ગિરૂઆરે ગુણ તુમ તણા, શ્રી વર્દ્ધમાન જિનરાયારે;
સુણતાં શ્રવણે અમી ઝરે, મ્હારી નિર્મળ થાયે કાયારે,—ગિરૂ૦ ૧

ભાવાર્થ:—હે શ્રી વર્દ્ધમાન જિનરાજ! આપના ગુણો વિશાલ ( છે તેનું વર્ણન ) સાંભળતાં ( મારા ) કર્ણમાં ( જાણે ) અમૃત રેડાતું હોય ( તેવો આનંદ આવે છે ) અને મારો દેહ પવિત્ર થાય છે. ૧

વિવેચન:—જન્મથી માંડીને જ્ઞાનાદિક ગુણે વૃદ્ધિ પામતા એવા શ્રી વર્દ્ધમાન પ્રભુ અપર નામ શ્રી મહાવીર સ્વામીની કર્તા પુરૂષ ખાસ તેમના ગુણને ઉદ્દેશીને સ્તુતિ કરે છે–તેમના ગુણ ગાય છે. હે વર્દ્ધમાન જિનરાજ! આપનામાં વિશિષ્ટ–ઉત્તમોત્તમ જ્ઞાન, દર્શન અને ચારિત્ર આદિ અનંત ગુણો રહ્યા છે, જેને લીધે આપ ત્રિજગતના જીવાજીવાદિ સૂક્ષ્મ તથા બાદર સમસ્ત પદાર્થો તથા ભાવોને સવિશેષપણે જાણી શકો છો અને સામાન્ય ઉપયોગ પૂર્વક જોઇ શકો છો ( એ રીતે આપને જ્ઞાન તથા દર્શનનો ઉપયોગ સમયાંતર વર્તે છે ) અને સ્વ સ્વરૂપમાં રમણતા કરો છો ( પૌદ્ગલિક ભાવની રમણતાને તો સદાને માટે તિલાંજલિ આપી છે ). આવા

આપના અપ્રતિમ ગુણોનું વર્ણન કોઇને મુખેથી અથવા એ ગુણોનું યથાર્થ-યથાતથ્ય સ્વરૂપ મધ્યસ્થ રૂપે આપ વડે થતું હોય ત્યારે આપના મુખેથી સાંભળતાં હું પરમ તૃપ્તિને પામું છું અને મારા કાનમાં જાણે અમૃત ઝરતું હોય એમ મને લાગે છે. તે વખતે આન,પાન, માન અને અપમાન સર્વ ભૂલી જાઉં છું અને અ. સ્ખલિતપણે આપનું આ ગુણાખ્યાન સાંભળ્યાજ કરૂં એમ મને થાય છે. એ વખતે આધિ, વ્યાધિ અને ઉપાધિરૂપ ત્રિતાપ માત્ર ભૂલી જતાં મને કોઈ અલૌકિક અને અવર્ણનીય આનંદ થાય છે, જે માત્ર મારૂં હૃદયજ સમજી શકે છે અને આ સ્થિતિ થાય છે ત્યારે વગર સ્નાને, માત્ર આવા ઉત્તમ શ્રવણમાં મનની લીનતા થવાથી અને તે સાથે માનસિક વિહ્વળતા-ક્ષોભ માત્ર દૂર થવાથી મન ઉપરનું મલિન ( સંકલ્પ વિકલ્પ રૂપ ) આવરણ ખસી જાય છે એટલે મારી કાયા નિર્મળ થાય છે. આ ભાવસ્નાન કહેવાય છે તે વિનાનું દ્રવ્યસ્નાન નકામું છે. કહ્યું પણ છે કે " અંતર મેલ મીટ્યો નહિ મન કો, ઉપર તન ક્યા ધોયારે ? " ઈત્યાદિ. ૧

---

**તુમ ગુણ ગણ ગંગાજળે, હું ઝીલીને નિર્મળ થાઉં રે;**
**અવર ન ધંધો આદરૂં, નિશિદિન તોરા ગુણ ગાઉં રે, ગિરૂ૦ ૨**

ભાવાર્થ:—તમારા ગુણના સમૂહ રૂપી ગંગાજળમાં હું ન્હાઇને નિર્મળ થાઉં છું, બીજો ધંધો આદરતો નથી. હંમેશાં તમારાજ ગુણ ગાઉં છું. ૨

વિવેચન:—કર્ત્તા કહે છે કે મને કોઇ એમ પૂછે કે " ભાઇ ! નિર્મળ તો ગંગાજળમાં સ્નાન કરવાથીજ થવાય " તો હું તેને એમ ઉત્તર આપું કે, હું પ્રભુના ગુણરૂપી ગંગાજળમાંજ સ્નાન

કરૂં છું-એના ચિંતનમાં અવગાહન કરૂં છું અને તેથી નિર્મળ થાઉં છું-કર્મમળથી મુક્ત થાઉં છું. ખરૂં સ્નાનજ એ છે. ગંગા-સ્નાનમાં પણ આની તો પહેલી જરૂર છે. આથીજ એ સફળ છે અને આ વિના એ નિષ્ફળ છે, એ વાત ઉપર કહેવાઇ ગઇ છે. રાત્રિ અને દિવસ પ્રભુના ગુણ ગાવા સિવાયનો કોઇ પણ ધંધો-પ્રવૃત્તિ હું સ્વીકારતો નથી-મને કરવો ગમતો નથી. હું એમ માનું છું કે બીજી કાંઇ પણ પ્રવૃત્તિ કરવાની જરૂરજ નથી. એવો એક પણ પદાર્થ નથી, એવી એક પણ સ્થિતિ નથી અને એવું એક પણ ઇચ્છિત નથી કે જે પ્રભુના ગુણ ગાવાથી ન મળે. પ્રભુના ગુણ ગાવાથી સર્વ મળતું હોય તો પછી બીજી પ્રવૃત્તિ કરવાની જરૂર કોણ વિચારે? ગૌતમ સ્વામીના છંદમાં કહ્યું છે કે 'શા માટે વ્યાપાર કરો છો? શામાટે લક્ષ્મીની પ્રાપ્તિ અર્થે વિદેશ જાઓ છો? એ કાંઇજ ન કરો! માત્ર ગૌતમસ્વામીનું ધ્યાન ધરો! તેથી તમને જે જોઇશે તે મળશે! ઇત્યાદિ.' પ્રભુના ગુણગ્રામથી સર્વ મળે એ હકીકતને આ કથન સર્વાંશે ટેકો આપે છે. ૨

---

ઝીલ્યા જે ગંગાજળે, તે છીલ્લર જળ નવિ પેસેરે;
માલતી ફૂલે મોહિયા, તે બાવળ જઈ નવિ બેસેરે, ગિ૦ ૩
એમ અમે તુમ ગુણ ગોઠશું, રંગે રાચ્યા ને વળી માચ્યારે;
તે કેમ પરસુર આદરે? જે પરનારીવશ રાચ્યારે, ગિ૦ ૪

ભાવાર્થઃ—જે ગંગાજળમાં ન્હાયા હોય તે પછી ખાબોચીયાના મલિન જળમાં ન પેસે. જે માલતીના ફૂલ ઉપર મોહિત થયા હોય તે (ભ્રમરો) બાવળ ઉપર જઇને ન બેસે. તે પ્રમાણે તમારા ગુણની વાર્તામાં રસપૂર્વક લીન થયેલા-રાચેલા માચેલા

અમે, જેઓ પરનારીને આધીન થઇ ( તેમાંજ ) આસક્ત થયા છે એવા અન્ય દેવોને કેમ સ્વીકારીએ ? ૩-૪

વિવેચન:—વળી કહે છે કે જે મનુષ્યો ગંગા નદીના ઉંડા અને નિર્મળ જળમાં ન્હાયા હોય તેઓ ખાબોચીયાના છીછરા અને મેલા પાણીમાં સ્નાન કરવા પેસેજ નહીં અને માલતીના સુગંધી પુષ્પ ઉપર મોહિત થયેલા ભ્રમરો બાવળના સુગંધ રહિત પુષ્પ ઉપર બેસેજ નહીં, તેમ હે પ્રભુ ! અમે તમારા ગુણની કથામાં આનંદપૂર્વક એકચિત્તવાળા થયા છીએ અને તેમાંજ અહોનિશ મશગૂલ બન્યા છીએ તો હવે આપજ કહો કે અમે હરિહરાદિ (કૃષ્ણ, શંકર અને બ્રહ્મા) અન્ય દેવ કે જેઓ પરનારીના વશવર્તી થઇ તેમાંજ આસક્ત બન્યા છે તેવા દેવોને કેમ ગ્રહણ કરીએ ?—કેમ માન આપીએ? કદી પણ ન ગ્રહણ કરીએ !—કદી પણ ન માન આપીએ ! આ સ્થિતિ સમ્યક્ત્વ ઉપરના દૃઢ રંગ-રાગને સૂચવે છે. સર્વ ગુણી વીતરાગ છે; તેમના ગુણોત્કીર્ત્તનમાં જેનું ચિત્ત ચોંટી જાય તે પછી ગુણહીન અને દુર્ગુણી એવા અન્ય દેવને દેવ તરીકે કેમ સ્વીકારે ? અદેવમાં દેવબુદ્ધિ કેમ કરે ? નજ કરે ! એ લેશ પણ ખોટું કે અતિશયોક્તિ ભરેલું કથન નથી પણ વિવાદ વગરનું સત્ય કથન છે ! ૩-૪

---

તું ગતિ તું મતિ આશરો, તું આલંબન મુજ પ્યારોરે;
વાચકયશ કહે માહરે, તું જીવજીવન આધારોરે, ગિ૦ ૫

ભાવાર્થ:—( મારી ) ગતિ તું છો, મતિ તું છો, ( મારો ) આશ્રય તું છો, (મારૂં) આલંબન તું છો, (મને) વ્હાલો તું છો, વાચકયશ કહે છે કે (મારા) જીવને જીવાડનાર આધારરૂપ તુંજ છો. ૫

વિવેચનઃ—પ્રભુ ઉપર અવિહડ રાગ—ગાઢ પ્રીતિ કે જે સમ્યક્ત્વનું ખાસ લક્ષણ છે તે પ્રકટ થયું હોય ત્યારે આ છેલ્લી ગાથામાં જણાવ્યા પ્રમાણેના ઉદ્‌ગારો જીવને સ્વાભાવિક રીતે ઉદ્‌ભવે છે. વાચકયશ કહે છે કે હે પ્રભુ! મને તમારા ઉત્તમ ગુણોમાં એટલો બધો રાગ ઉત્પન્ન થયો છે કે મને તમારી પાસે વારંવાર આવવાનું સ્વાભાવિક રીતે વલણ થાય છે–અન્ય સ્થળે કે અન્ય દેવની પાસે જવાનું મનજ થતું નથી. મારી બુદ્ધિ અન્ય વિચારને છોડી દઇને તમારામાંજ–તમારા સ્વરૂપની વિચારણામાંજ લીન થયેલી છે. કોઈ પણ પ્રકારની માનસિક ચંચળતાના વખતે મને તમારોજ આશ્રય છે. તમારા આશ્રયે આવું છું ત્યારે મારા મનના તમામ ઉભરાઓ શમી જાય છે અને તેને સ્થાને અનહદ શાંતિ પ્રકટે છે. તે વખતે જાણે આપના તરફથી મને કોઈ ગુપ્ત દિલાસો મળતો હોય એવો અનુભવ થાય છે. વળી મુક્તિસ્થાન મેળવતાં સુધી તમે મને પરમ આલંબન છો—નિમિત્તરૂપ છો. એ નિમિત્ત વડેજ હું અનુપમ સુખ મેળવી શકીશ એવી મને પ્રતીતિ છે. તેમજ જગત્‌માં જો કોઇ પણ મને સર્વોત્કૃષ્ટ ઇષ્ટ હોય તો તે એક તમેજ છો. મદ, વિષય, કષાય, નિદ્રા અને વિકથા રૂપ પાંચ પ્રમાદે કરી અહોનિશ આશ્રવમાં પડેલા એવા મને, ક્ષણે ક્ષણે કર્મબંધનોથી જે ભયંકર ભાવમરણો થાય છે તેમાંથી બચી જવા મને તમારોજ પૂર્ણ આધાર છે. જો તમારો આધાર ન હોય તો, દીર્ઘકાળ પર્યંત પુનઃ પુનઃ જન્મમરણ વડે ભવભ્રમણથી મારી શી વલે થાય? તે હું કલ્પી શકતો નથી. આ ગાથામાં પ્રભુને માટે એકવચન વાપરેલું છે તે ભક્તિસૂચક છે. ૫

સર્વ સ્તવનોના રહસ્યભૂત આ સ્તવન છે. આ સ્તવનમાં જીવની શુદ્ધ સમ્યક્ત્વદશા બતાવી છે. તેવા ઉજ્જવળ આત્માઓજ પ્રભુ પ્રત્યે છેલ્લી ગાથામાં બતાવ્યા પ્રમાણેનો ભાવ ધરાવી

શકે છે. ઉત્તમ જીવોએ એ ગાથાનું વારંવાર મનન કરી તેમાં બતાવેલો જિનરાજ પ્રત્યેનો ભાવ હૃદયમાં પ્રકટ થાય તેવો પ્રયત્ન કરવો યોગ્ય છે. નિરંતરના તેવા પ્રકારના ચિંતનથી એ ભાવ પ્રકટ થઇ શકે તેમ છે અને એવો ભાવ પ્રકટ થયો એટલે સમજી લેવું કે હવે સંસાર પરિત્ત છે—અલ્પકાળમાં ભગવાનની સમાન સ્થિતિ આ જીવ પામવાનો છે. પરિત્તસંસારી જીવ સિવાય અન્ય ( બહુલ સંસારી ) જીવોના હૃદયમાં આવો અપૂર્વ ભાવ પ્રકટજ થઇ શકે તેમ નથી. આ છેલ્લી ગાથા અને છેલ્લું સ્તવન પરમ રહસ્યથી ભરેલું છે. ખરી જરૂરજ પરમાત્માના ગુણો ઉપર પ્રીતિ ઉત્પન્ન કરવાની છે. એવી પ્રીતિ ઉત્પન્ન થાય એટલે, વ્યાધિગ્રસ્ત મનુષ્યને જેમ અન્નની રૂચિ જાગૃત થતાં પોતાનું નિરોગીપણું સમજાય છે તેમ, આ જીવનું પણ અલ્પસંસારીપણું થયું છે એમ સમજવું इत्यलं विस्तरेण.

मंगलं लेखकस्यापि, पाठकस्यापि मंगलम्;
मंगलं सर्वलोकानां, भूमिभूपालमंगलम्.

॥ समाप्तोऽयं लघुग्रंथः ॥



# હાલમાંજ પ્રસિદ્ધ થયેલા ઉત્તમ ગ્રંથો.

**સ્તુતિસંગ્રહ સાવચૂરિક**—જેમાં બપ્પભટ્ટીકૃત ચતુર્વિંશતિકા, જિનપ્રભસૂરિકૃત ચોવિશી, મૌનૈકાદશી સ્તુતિ, રત્નાકર પચ્ચીશી, સંસાર દાવા, પંચમી-ચતુર્દશીની સ્તુતિ વગેરે સ્તુતિઓ સંસ્કૃત અવચૂરિ સાથે નિર્ણયસાગર પ્રેસમાં પ્રતના આકારે છપાવેલ છે, કિંમત રૂ ૦-૬-૦

**સ્તોત્ર રત્નાકર પ્રથમ ભાગ સટીક**—જેમાં ધર્મઘોષ સૂરિકૃત ચોવિશી, માનતુંગ સૂરિકૃત ભક્તામરસ્તોત્રની પાદપૂર્તીવાળાં વીરભક્તામર, નેમિભક્તામર, સરસ્વતિ ભકતામર અને રત્નસિંહસૂરિશિષ્ય ઉદયધર્મ મુનિપ્રણીત વાકયપ્રકાશ સંસ્કૃત ટીકા સાથે નિર્ણયસાગર પ્રેસમાં પ્રતના આકારે છપાવેલ છે, કિંમત રૂ.૦-૭-૦

**સ્તોત્ર રત્નાકર દ્વિતીય ભાગ સટીક**— જેમાં જિનવલ્લભ સૂરિકૃત પ્રશ્નોત્તરૈકષષ્ટિશત, જયતિલકસૂરિકૃત હારાવળીચિત્રસ્તવ ચાર, પાર્શ્વજિનસ્તોત્ર છ, નેમિસ્તવ, વિહરમાણસ્તવ, એકાક્ષરવિચિત્રકાવ્ય, ષટ્શ્લોકી, ચતુઃશ્લોકી વગેરે અપ્રસિદ્ધ અને સુંદર પદ લાલિત્યવાળા સ્તોત્રો તેની ટીકા સાથે નિર્ણયસાગર પ્રેસમાં પ્રતના આકારે છપાવેલ છે. કિંમત ૦-૯-૦

**દંડક પ્રકરણ સટીક**—ગજસારમુનિપ્રણીત દંડક પ્રકરણ, રૂપચંદ્રમુનિવિરચિત ટીકા સાથે પાનાના આકારે છપાવેલ છે, કિંમત રૂ. ૦-૨-૦

**પંચપ્રતિક્રમણ સાર્થ સાવચૂરિક**—જેમાં પંચપ્રતિક્રમણ અને નવ સ્મરણ મૂળ, તેની સંસ્કૃત છાયા, શબ્દાર્થ, ભાવાર્થ, વિશેષ સમજ માટે ફુટનોટ, પ્રતિક્રમણ સંબંધી અનેક ઉપયોગી

બાબતો અને પ્રતિક્રમણના હેતુઓ વગેરે અનેક બાબતોનો સમાવેશ છે. મૂળ અને સંસ્કૃત છાયા શાસ્ત્રી ટાઇપમાં અને બાકીનું ગુજરાતી ટાઇપમાં છે સુપરરોયલ ૧૬ પેજી ૩૭ ફારમના પાકા બાઇન્ડીંગના દળદાર પુસ્તકની કિં. ફક્ત રૂ. ૦-૧૦-૦

**કર્મગ્રંથ સાર્થ પ્રથમ વિભાગ**—જેમાં શ્રીમદ્ દેવેંદ્રસૂરિકૃત ચાર કર્મગ્રંથ મૂળ, શબ્દાર્થ અને વિવેચનને ઠેકાણે મુનિશ્રી જીવવિજયજીકૃત બાલાવબોધ (જે શેઠ ભીમસિંહ માણેક તરફથી પ્રસિદ્ધ થયેલ યશઃસોમસૂરિશિષ્ય જયસોમકૃત બાલાવબોધ કરતાં જૂદોજ અને અપ્રસિદ્ધ છે ), ફુટનોટ અને યંત્રો વગેરેનો સમાવેશ કરેલ છે. બાલાવબોધની ભાષા બને તેટલી સરળ કરીને ગુજરાતી ટાઇપમાં છપાવેલ હોવાથી નવા અભ્યાસીને બહુ ઉપયોગી છે. પાકા બાઇન્ડીંગના ક્રાઉન્ સાઇઝ ૨૨ ફારમના દળદાર પુસ્તકની કિંમત્ રૂ. ૦-૯-૦

**દેવસિરાઇ પ્રતિક્રમણ સાર્થ ગુજરાતી—આવૃતિ ત્રીજી** શબ્દાર્થ, ભાવાર્થ, ફુટનોટ, ઉપયોગી વિષયો અને હેતુઓ સાથે મોટા ગુજરાતી ટાઇપમાં છપાવેલ છે. કિંમત્ રૂ. ૦-૩-૬

**પંચ પ્રતિક્રમણ સાર્થ**—ઉપરના દેવસિરાઇ સાર્થ ગુજરાતીની ઢબનું, પાકું બાઇન્ડિંગ ફારમ ૪૦ કિંમત્ રૂ. ૦-૧૦-૦

**તત્ત્વાર્થાધિગમ સરહસ્યં**—નવા અભ્યાસકોને ઉપયોગી થાય માટે મૂળ સૂત્ર, ભાષાંતર, ભાષ્યના રહસ્ય અને વિસ્તૃત પ્રસ્તાવના સાથે છપાવેલ છે. કિંમત્ માત્ર રૂ. ૦-૩-૦

સમાધિ વિચાર આવૃત્તિ બીજી અને બ્રહ્મચર્ય વ્રત આવૃત્તિ ત્રીજી છપાઇ ગઇ છે; કર્મગ્રંથ વિભાગ ૨ જો છપાય છે.

**વેણીચંદ સૂરચંદ શાહ—મ્હેસાણા.**

